(સચીત્ર) ॥ ॐ ॥ (સચીત્ર)

"શ્રી નવજીવન પુષ્પવાટિકા" શ્રી સરસ્વત્યૈ નમ ! "પુષ્પ ૮ મું."

—ભારતવર્ષનો છેલ્લો આથમતો સમ્રાટ-સૂર્ય:—

# પૃથ્વીરાજ ચૌહાણ

યાને

# "હતભાગી હિંદુસ્થાન."

(વીર, કરૂણ અને શૃંગાર રસથી અંકિત ઐતિહાસિક નવલકથા)

પ્રયોજક: "પુષ્પ:"

" કામ પ્રેમ કુસંપના...છે માઠાં પરિણામ,
લખી ગયા ઇતિહાસમાં...પૃથ્વીરાજ ચૌહાણ "



પ્રકાશક—રણછોડલાલ મોતીલાલ શાહ.
રાયારોડ અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. ઇ સ ૧૯૨૮. પ્રત ૨૦૦૦

મૂલ્ય રૂા. ૦-૧૨-૦.

## —:વિષયાનુક્રમ:—

| પુષ્પ:–સંખ્યા. | શિર્ષક. |
|---|---|
| ( ૧) | " સખી દીક્ષ. " |
| ( ૨) | " પ્રેમીની પૂંઠ. " |
| ( ૩) | " સ્વામિભક્તિ. " |
| ( ૪) | " [illegible]ર વસુલ. " |
| ( ૫) | " [illegible]ારી કર્ણાટકી. " |
| ( ૬) | " [illegible]રીત વિધાતા " |
| ( ૭) | "દેશની પડતીનો પ્હેલો દિવસ" |
| ( ૮) | " કામબાણ. " |
| ( ૯) | " ભારતનું ભવિષ્ય. " |
| (૧૦) | " પ્રેમ-પત્રિકા. " |
| (૧૧) | " કર્ણાટકીની કટાર. " |
| (૧૨) | " સંયુક્તાનું હરણ. " |
| (૧૩) | " છેલ્લો પાસો. " |
| (૧૪) | " પત્થર પર પાણી. " |
| (૧૫) | " દેશભક્તિ. " |
| (૧૬) | " હતભાગી હિન્દુસ્થાન. " |
| (૧૭) | "બૂઝાતા દીપકનો છેલ્લો ચમકારો." |

—: ઉપસંહાર .—



ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે
છાપ્યું. ઠે૦ પાનકોરનાકા—અમદાવાદ.

# " પ્રસ્તાવના. "

સાહિત્યપ્રેમી વાંચકબંધુ !

દેવી સરસ્વતીના સેવા–દર્શનનો ભૂખ્યો હું ભિખારી, ગુર્જર–સાહિત્ય મંદીરના આ ઓગણીસમા પગથીઆ ઉપર આજે પગ મૂકું છું.

ઐતિહાસિક નવલકથા લખવાનો આ મ્હારો પ્રથમજ પ્રયાસ છે. વસ્તુસંકલના મ્હોટે ભાગે રા. મ. છ. ભટ્ટ કૃત "પૃથુરાજ ચૌહાણ અને ચંદ બરદાયીમાંથી" લીધી છે, છતાં એમાંનો કેટલોક દંતકથાને આધારે લખાયલો અને મ્હને નકામો તથા વધારે પડતો કૃત્રિમ જણાયલો ભાગ મ્હેં એમાંથી પડતો મૂક્યો છે, તેમજ પ્રચલિત એતિહાસિક સત્યનો થોડો વધારો પણ કર્યો છે.જેવો કેઃ—(પડતો મૂકાયલો ભાગ.)

(૧) સમુદ્રશિખરની રાજકુમારી પદ્માવતીનો પોપટ સાથે પૃથુ ઉપર પાઠવેલો પ્રેમ-સંદેશ.પોપટે કરેલાં પદ્માના રૂપગુણના વર્ણન.પદ્માને પરણાવી. પ્રધાન સુમન્તની ઉશ્કેરણી થી બદ્રિકાશ્રમમાં જઇ રહેલા અનંગપાળનું દૌહિતને શિક્ષા કરવા ચઢી આવવું.પૃથુનુ યવન-લુટારાના હાથમાંથી મહામહેનતે બચી ન્હાસવું.પૃથુથી હારેલા અનંગપાળની દિલ્હી જઇ શાહની મદદ લઇ, પુનઃ ચઢાઇ. (આમાં કંઇક સત્યાંશ છે, અને આ બનાવ આપણી નવલકથાના પ્રથમ પ્રકરણ પછી બન્યો હતો.) પૃથુથી હાર. હારેલા દાદાની શંકા નિવારણ, અને સન્માન સહ મુક્તિ. ઘોરીને પણ મારી. વિગેરે. ( પાન-૮૦ થી ૯૫. )

(૨)મીરના વડા ખ્વાજાપીરનું અજમેરમાં આવી ધુણી ધીખાવવી. રામરાય સરદારનીપુંઠે જ્વાળા,દુર્ગાદેવીના મંદીરનો આશ્રય.પૃથુની ધાવની રૂપાળી પુત્રિને–ગુર્જરીને ખ્વાજાને મોહ પમાડવા મોકલવી.પીર ગુર્જરીને માતાના નામથી સંબોધી પોતાની મુરીદ બનાવવી. છેવટ ચંદે ભાટાઇથી રિઝવવો."અજમેરની ભૂમિમાં ઓલીયા મરી જવાથી એ છોડી જવા કહેવું. ચમત્કાર.પૃથુ ઉપર કાલ પ્રભાતે પત્ર આવશે,અને દિલ્હીસમ્રાટ થશે," એવું

ભવિષ્ય ભાખવું ભવિષ્યવાણી સાચી પડતાં પૃથુએ અજમેર છોડવું. પૂતળીના લલાટમાં લખ્યા મુજબ માર્ગમાં ધનપ્રાપ્તિ. (પાન-૬૭થી૬૯.)

(૩) અનંગપાળે નવો ગઢ બાંધતા પ્હેલાં એક પ્રસિદ્ધ જ્યોતિષીને બોલાવ્યો. મંગલ મુહૂર્ત જોઇ એણે પ્રથમ ખીલી ઠોકી કહ્યું, "મ્હારી ખીલી શેષના માથામાં ઠોકાઈ છે, એટલે તુંવાર રાજાઓનું રાજ્ય અચળ રહેશે." શ્રોતાઓનું હાસ્ય. ક્રોધાવેશમાં પરચો બતાવવા જોશીએ તે પાછી ખેંચી કાઢવી. લોહીવાળો ખીલીનો છેડો નિકળતાં તમામના મોઢા શ્યામ થઈ જવા.અનંગપાળની અતિ વિનંતિથી ખીલી ફરી ઠોકવી. પરન્તુ એ ઢીલી થઇ ગઇ. એ ઉપરથી એ નગરીનું નામ ઢીલી-દિલ્હી પડયું. વજ્રલેપ ખીલી હાલી ઢીલી થઇ જવાથી તુંવાર રાજ્યનો પાયો ઢીલોજ રહ્યો, અને જતે દહાડે નષ્ટ થયો. (પૃષ્ટ-૭૦)

આ ઉપરાંત રા. ભટ્ટે પૃથુ સંયુકતાનું હરણ કરી જાય છે, એ પ્રસંગ જુદો ચિતર્યો છે. છેલ્લા યુદ્ધમાં પૃથુ માર્યો ગયો એ વાત ઉપર વિશેષ ભાર મૂકયો છે. મ્હેં એને બદલે સંયુક્તાએ પૃથુનાં પૂતળાને વરમાળા-આરોપણ, અને હરણ, તથા છેવટની લડાઇમાં પૃથુનું જીવતા કેદ પકડાઈ-અંધ બની, સાત તવા વિંધવાના-અને આપઘાતના ઇતિહાસ મશહૂર પ્રસંગ ચિત્તર્યા છે.

આ કદની, આટલી સસ્તી કીંમતની, અને આવી ગદ્ય-પદ્ય-મિશ્રિત શૈલીની આ પ્રથમજ નવલકથા છે. એટલી એની નવિનતા.

કામ, પ્રેમ, અને કુસંપના માઠાં પરિણામ પૃથ્વીરાજના જીવન-ચરિતમાંથી જગતને સચોટ શીખવાનાં મળે છે, જ્યારે મસિઆઇ ભાઇઓના માંહોમાંહેના કલહે ભારતના સૌભાગ્ય-કંકણ ફૂટયાં, કુમકુમ-ચંદ્રક ભુંસાયો, એ કરૂણ-ચિતાર હતભાગી હિન્દુસ્થાનના આજના ભૂપાલને સંભારવા રહ્યા! શીખવા રહ્યા!

પડયો જ્યાં પૃથ્વીરાજ ચાહાણુ, પધાર્યોં ઘોરી શાહ સુલતાન.
રહ્યું ના રજપૂત નામનિશાન, કૂસંપે ખોયું હિન્દુસ્થાન.

ભારતના છેલ્લા પરાક્રમીપુત્ર, હિન્દુના છેલ્લા હિન્દુ-નરકેશરી,ભડ વીર રાજપુત્ર-સમ્રાટ! કામ, પ્રેમ, અને કૂસંપમાં પોતે ડુબ્યો,આખા દેશને પરતંત્રતાના પાણીમાં ડુબાડી ગયો. વાંકી વિધાતા !!

પૃથ્વીરાજ તથા સંયુકતાના સત્ય-સંસ્કૃત અભિધાનો પૃથુરાજ તથા સંયોગિતા હોવા છતાં પ્રચલિત અને પ્રાકૃત નામોજ મ્હેં અત્રે યોજ્યાં છે."શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ" તરફથી ભજવાતા "પૃથ્વીરાજ ચૌહાણ" નામક નાટકમાંથી તથા રા. કાન્તના "સંવાદમાલા"માંના સંવાદમાંથી પણ કેટલીક સુન્દર કલ્પનાઓની છાંયા આમાં લેવામાં આવી છે, જ્યારે કેટલીક નવીનતા તદ્દન સ્વતંત્ર પણ ઉમેરવામાં આવી છે. પરન્તુ એ સર્વથી પ્રતાપી પૃથ્વીરાજના કીર્તિ-ભાનુને કશીય ઝાંખપ ન લાગે! એ લક્ષ્ય પ્રથમ-આંખ આગળ રાખીનેજ!

પ્રભો! મ્હારી અવશેષ અંતરેચ્છાઓ પાર પડે. એજ પ્રાર્થના સાથે પ્રણામ.

| | | |
|---|---|---|
| સંવત્ ૧૯૮૨. | ભવદીયઃ-"પુષ્પ." | વાડીફળીઆ. |
| ફાલ્ગુન સુદી પ્રથમા | ગમનલાલ હીરાલાલ બદામી. | પગથીઆશેરી સુરત. |

---

# " પૂર્વ-વૃત્તાન્ત. "

**પૃથુનો જન્મ.**

ચંદ બારોટ પૃથુરાજ રાસામાં લખી ગયો છે કે—આબુ પર્વત ઉપર રહેનાર ઋષિઓ, ધર્મ-કર્મ અને યજ્ઞાદિમાં વારંવાર વિઘ્ન નાખતા રાક્ષસોથી કંટાળી વસિષ્ઠ ઋષિ પાસે તેમના વિનાશાર્થે વિનંતી કરવા ગયા વસિષ્ઠના કહેવાથી ઋષિઓએ આબુના પ્રાચીન યજ્ઞકુંડમાં સ્વસ્થાને પાછા ફરી એક મહાયજ્ઞ આરંભી તેમાં વીર આહુતિઓ આપી. ત્યારે યજ્ઞનારાયણે તેમને પ્રત્યક્ષ દર્શન દઇ વર માંગવાનું કહ્યું. મુનિમંડળે યજ્ઞનું રક્ષણ કરે એવા વીરપુરૂષોની માંગણી કરી. " તથાસ્તુ " કહેતાંજ એ યજ્ઞકુંડમાંથી મહાતેજસ્વી એવી ચાર વીરલ વિભૂતિઓ બ્હાર આવી. ઋષિઓની આજ્ઞાથી આબુની ચારે દીશાઓના રક્ષણનો ભાર તેમણે ઉપાડી લીધો, અને તે અનુક્રમ રાજપુત જાતિની ચાર શાખા, ચૌહાણ, પડીહાર, પરમાર અને સોલંકી. (કેટલાક ચૌહાણ, તંવાર, રાઠોડ અને સોલંકી પણ કહે છે) (કેટલાક વળી ચાલુક્ય, ચૌહાણ, તુંવાર અને રાઠોડ કહે છે.) આદિ પુરૂષના વીરપુત્ર ચૌહાણ વીર અણહલે ઉત્તર દિશાનો રક્ષણ ભાર ઉપાડી લીધો, જેના પુત્ર અજેપાળે (અજયપાળ) અજમેર વસાવ્યું. કહેવાય છે કે પાંડવોના ગુરૂ દ્રોણાચાર્ય મહાભારતના યુદ્ધમાં ખપી ગયા, પછી તેમના પુત્ર અશ્વસ્થામા પોતાના મામા કૃપાચાર્ય સાથે વિંધ્યાચળ ચાલ્યા ગયા, ત્યારથી એ કીલ્લો તુટી ગયો. એ જુના ભાગેલા દુર્ગનો પુનરુદ્ધાર કરી એની ઉપર અજયપાળે અજમેર ઉભું કર્યું. એ કિલ્લાના બુરજ ઉપર સોનાના કળશો મૂકયા હતા, જે સૂર્યની રોશનીમાં દુરથી તારા સમાન ચળકતાં. એજ ઇતિહાસ પ્રસિદ્ધ તારાગઢ. (જુઓ કવિ ચંદ વિરચિત પૃથુરાજ રાસામાં એનું મનોહર વર્ણન)

**અજયપાળ** પછી કોણ થયું ? તેનો ઇતિહાસ મળતો નથી. પરંતુ બાલણના પુત્ર **વિશળદેવ ચૌહાણથી** ફરી નામાવલિ મળી આવે છે. ધર્મધુરંધર અને પ્રતાપી વીર વિશળમાં તેના તમામ સદ્‍ગુણોને ઢાંકી દે એવો એક મહાન અવગુણ હતો અને તે " વિષયાશક્તિ " પરમાર રાજાની કુંવરીના રણવાસમાં તે રાત દિવસ પડયો ને પાથર્યો રહેતો, જેને લઇ મુસલમાનો વારંવાર પ્રજાની વહુ દીકરીઓ ઉપર જુલમ ગૂજારવા લાગ્યા. છેવટે પ્રધાનોએ કિરપાળ નામના રાજ્ય મુત્સદ્દીને વિસલ પાસે મોકલ્યો, તેણે એ વીરની વિષયવૃતિને વીર વૃતિમાં ફેરવી નાખી. ઢાલ તરવાર બાંધી રાણો અંતઃપુર છોડી મયદાનમાં પડયો. વીર વનરાજની એકજ ગર્જનાએ ખંડીયા રાજાઓના સૈન્ય તેના ધ્વજ નીચે આવી ઉભા. આમાં ગુજરાતનો અભિમાની રાજા **ભી**મદેવ સોલંકી ન આવ્યો. આ અપમાન વિસલને હાડોહાડ લાગવાથી પરદેશીને હાંકવા એકઠું કરેલું સૈન્ય લઈ તે ગુજરાત ઉપર ચઢયો.

વિસનગર આગળ **ચૌહાણ** અને **સોલંકીએ** પરસ્પર ભયંકર રીતે રણજંગ ખેલ્યો. ત્રણ દિવસના તુમલ યુદ્ધ પછી ગુજરાતના ડાહ્યા પ્રધાને અને **બાલુ**કરાય સેનાધિપતિએ વિજયશ્રીમાં નિરાશા પામતાં સમય વિચારી ચૌહાણ વીર વિસલદેવ સાથે સુલેહના કરાર કર્યા. વિસલદેવે યુદ્ધ થયેલ જગ્યાએ વિજય–સ્મારક તરીકે એક નગર વસાવવાની, ગુજરાતની કન્યા પરણવાની અને કર્ણને કેદ કરવાની શર્તે સંધી કરી. એક માસમાં નગરનો પાયો નંખાયા પછી વિસલ રાજનગર પાછો ફર્યો.

આ વિજયથી એને અભિમાન ચડયું. અભિમાને કામ વધ્યો. અને એને લઈ એ પડયો. વિષયભોગની વૃદ્ધિ થતાં એક ઉપર બીજી અને ત્રીજી રાણી લાવી તેણે અંતઃપૂર ભરી દીધું. કાશ્મીરમાંથી એ એક **નાગકન્યા પરણી લાવ્યો.** એના ઉપર રાજાનો ચાહ ઢળવાથી સપ-

ત્નીઓએ (શોક્યોએ) તેને કાવત્રાં રચી મારી નખાવી. એ નાગકન્યાની પાછળ ચિત્તભ્રમ થઇ જતાં વિસલ પર્વતની વનવેલીઓમાં ઉર્વશી પૂઠે કુમારવનમાં ભટકતાં પુરુરવ સમાન "હે પ્રિયા !" એમ પોકારતો પાગલ બની ભટકવા લાગ્યો.

વનમાં ફરતાં એક વાર કોઈ સિદ્ધની અતિસુંદર કન્યાને જોઇ, પાગલપણામાં તેને નાગકન્યા ધારી તેની ઉપર તેણે બળાત્કાર કર્યો. મુનિ કુમારીકાએ તેને શાપ દીધો, જેને લઇ તે મનુષ્ય—ભક્ષક થઈ વનમાં ભટકવા લાગ્યો. અને અંતે કમોતે—મર્યો. ( વિલાસભુવનમાં રચાવેલા કુસુમ વિહારમાંના પુષ્પપુંજમાંથી કાળી નાગણ કરડી, અને રાજા મરણ પામ્યા, તથા પરમાર રાણી તેને પૂઠે સતી થઈ, એવી પણ એક માન્યતા છે.)

વિસલદેવની પરમાર રાણીને પેટે સારંગદેવ થયો. કાયસ્થ કિરપાળને હાથે એ સાંભરના કિલ્લામાં રાજ્યશિક્ષણ પામ્યો હતો. દેવરાજ રાવળ રાજાની કુંવરી ગોરી સાથે એ પરણ્યો. જ્યારે તેના સ્વામીને રાજ્યાભિષેક થયો, ત્યારે તે ગર્ભવંતી હતી. કહેવાય છે કે અવગતીયા થયેલ પિતાનો રાક્ષસ—યોનીમાંથી ઉદ્ધાર કરવા જતાં તે તેના બળિદાન તરીકે હોમાઇ પડયો.

સારંગદેવ પછી ગૌરીનો પુત્ર પ્રતાપી આનો ચોહાણ, કે જેનો જન્મ જગવિખ્યાત રણથભોરના કિલ્લામાં થયો હતો, તે ગાદીએ આવ્યો. આ ધર્મપરાયણ રાજાએ રાજનગરની પાડોશમાં "આનાસાગર" નામે પ્રસદ્ધિ સરોવર બંધાવ્યું.

આ વખતે ગુજરાતની ગાદીએ જૈન ધર્મનો મહાસ્તંભ ધર્મધુરંધર કુમારપાળ રાજા રાજ્ય કરતો હતો ( કેટલાક નથી પણ માનતા.) કુમારપાળના મંત્રીનો પુત્ર વાહડ અજમેરના આનાના પક્ષમાં જઇ ભરાવાથી પૂર્વનું વૈર પુનઃ તાજું થયું. ફરીથી ચાહાણ અને સોલંકીઓની તરવાર પરસ્પર અથડાઇ, જેમાં અપૂર્વ શૂરાતન બતાવી, ગુજ-

રાતના મ્હોટા બળ આગળ અંતે લાચાર થઈ, આનો ચૌહાણ રણમાં પડયો.

તેનો પુત્ર જયસિંહ, અને જયસિંહ પછી આનંદદેવ થયો. આનંદદેવ ચોહાણનો પુત્ર સોમેશ્વર ચોહાણ જ્યારે અજમેરની ગાદીએ આવ્યો, ત્યારે ગુજરાત ભોળા ભીમદેવ સોલંકીના હાથમાં હતું. જુનું પુરાણું વૈર વળી પાછું સજીવન થયું. આ વૈર અને કુસંપે હિન્દુસ્થાનને હતભાગી બનાવી આજે આવો ખરાબ દિવસ દેખાડયો.

એટલામાં દિલ્હીના તુંવાર રાજા અનંગપાળ અને કનોજના રાઠોડ રાજા વિજળપાળ વચ્ચે કોઈ કારણસર લડાઇ સળગી. વગર આમંત્રણે સોમેશ્વર સૈન્ય લઈ અનંગપાળની કૂમકે ગયો તુંવર અને રાઠોડ વચ્ચે યુદ્ધ થયું, જેમાં અનંગપાળને વિજયશ્રીએ અને સોમેશ્વરને રણશ્રીએ વરમાળા આરોપી. દિલ્હીમાં ઘેરઘેર સોમેશ્વરનું નામ અને વિરત્વ ગવાઇ રહ્યાં.

આ અણનેડયા વીર મહેમાનની મહેમાનગીરી અનંગપાળ તુંવરે પોતાની રૂપવતી પુત્રી કમળાદેવી તેને પરણાવી કરી. સોમેશ્વર તેને લઇ અજમેર આવ્યો. વિક્રમ સંવત્ ૧૨૧૫ એટલે ઇ. સ. ૧૧૫૯ માં દિલ્હીના તુંવર રાજા અનંગપાળની કુંવરી, અને સાંભરેશ્વર સોમેશ્વરની માનીતી રાણી કમળાદેવીએ આ નવલકથાના વીર નાયક પૃથુરાજ ચોહાણને જન્મ આપ્યો.

## રાજ્યાભીષેક અને લગ્નસંબંધ.

પૃથુરાજ પછી કમળાદેવીએ બીજી બે પુત્રીઓને જન્મ આપ્યો. પૃથુના જન્મથી કેવળ અજમેરમાંજ સાકર વ્હેંચાઈ એટલુંજ નહી, પરન્તુ સારી દિલ્હી પણ ઉત્સવથી ગાજી રહી. અનંગપાળ તુંવર ખૂશ થયો. કેવળ કનોજનો જયચંદ રાઠોડ (પૃથુનો વડીલ મસિઆઈ બંધુ) અને ગુજરાતનો ભોળો ભીમદેવ આ સાંભળી પ્રસન્ન થયા નહી.

દરબારના વૃદ્ધ સામંતોની ભલામણથી બાર વર્ષની બાળવયમાં સોમેશ્વરે કુમાર પૃથુને યુવરાજપદે આરૂઢ કર્યો, "રાજાના કુંવરને પદા-

ભિષેક સમયેજ ચાંલ્લો થવો જોઇએ. એવી તે સમયની રાજવાડાની પ્રથા હોવાથી ચંદ્રાવતીના પરમાર રાજા જેતસીના પ્રતિનિધિએ ઉઠી પ્રચ્છનકુમારનું નાળીએર આપ્યું. પ્હેલાં શ્રીફળવાળી કન્યા રાજ્યાભિષેક સમયે મહિષીની (રાજ્યમાતા–પટરાણી) પદવીને પામતી હોવાથી "પ્રચ્છનકુમારી" પટરાણી ઠરી ચૂકી. એટલામાં પૃથુના મિત્ર કૈમાસ દહિમાએ ઉઠી બીજું નાળીએર પોતાની બ્હેનનું આપ્યું.

## પૃથુ અને જયચંદ–મસીઆઇ બંધુઓ.

પૃથુના રાજ્યવૈભવથી બળતા મુસલમાન સરદાર **મીરે** રોશનઅલીને **અજમેરના** વૈભવની ખાનગી તપાસ કરવા મોકલ્યો. "**આનાસાગર**" ને દરવાજે ધુણી ધખાવી મસ્ત ફકીરનો વેષ લઈ તે ઢોંગ આદરી બેઠો. આખા શહેરમાં એના ચમત્કારની વાત વાને વેગે ઉડી.ધુણીને લઇ રાજમાર્ગ રોકાઇ ગયો. પૃથુના નાના સાળા અને વીર સરદાર ચામુંડે તેને ધમકાવ્યો, પરંતુ તેને ન ગણકારતાં પૃથુને માટે દહિં લઈ જતી ગુર્જરીઓનું અપમાન કરી તેણે તે અભડાવ્યું. યુવરાજ પૃથુને આ ખબર પડતાં તેણે રોશનઅલીની આંગળી કાપી નાખવાનો હુકમ કર્યો.

એવી માન્યતા છે,કે રોશનઅલીની એ કાપેલી આંગળી **મીરના** દરબારમાં જઇ પડી. થોડે દિવસે અપમાન પામેલા રોશનઅલીએ જઇ **મીરને** ઉશ્કેર્યો, અને **મીરે** અજમેર ઉપર ચઢાઈ કરી. **મીર** પાસે ઝાઝું લશ્કર ન હોવાથી તેણે કબરસ્તાનમાં જઇ બંદગી કરી. એટલે કબરોમાંથી વીર પુરૂષો અને એક દેવતાઈ ઘોડો નીકળ્યા.

એ બેંગ નામનો ઘોડો સોદાગરનાછુપા વેશમાં આવેલા શત્રુઓ પાસેથી પૃથુના કહેવાથી કૈમાસે પસંદ કરી ખરીદ્યો. જે દિવસે એ એબવાળા ઘોડાને **અજમેરની** હયશાળામાં લાવવામાં આવ્યો, તેજ દિવસે મોટો ધરતીકંપ થયો, અને **તારાગઢના** કિલ્લાનો કેટલોક ભાગ જમીનમાં ઉતરી ગયો.

પૃથુ અને **મીર** રણસંગ્રામે ચઢયા **મીરે** છેવટ દ્વંદ્વયુદ્ધની માંગણી કરી, અને જેનો માણસ હારે તેણે હાર કબુલવી, એવો કરાર થયો. **મીર** તરફથી યુસબેગ નામનો બળવાન વીર બ્હાર પડયો, પૃથુએ એની સામે બાથ ભીડવા સભામાં બીડુ ફેરવ્યું, પણ તે કોઇએ ઝડપ્યું નહીં. આખરે દેવી ભકત **ચામુંડરાયે** પૃથુનું માન રાખ્યું.

દેવીના મંદીરમાં સ્તુતિ કરી, સુભાશિષ લઇ **ચામુંડે** મલ્લયુદ્ધ આરંભ્યું. યુસબેગ ભૂમિશાયી થયો. વિશ્વાસઘાતી **મીરે** કરાર તોડી કતલ ચલાવી. **પૃથુએ** તેનો બરાબર જવાબ આપ્યો. **મીર** માંડમાંડ પ્રાણ બચાવી જીવતો પલાયન કરી ગયો.

તે પછી યુવરાજ **પૃથુ** મોસાળ ગયો. અનગપાળે વિજયા દોહિત્રને ખૂબ સન્માન આપ્યું. જયચંદ ! પૃથુનો મસિઆઇ ભાઇ આથી સળગી ગયો. અનંગપાળ પૃથુને વધુ ચ્હાતો હતો. પૃથુસ્તુ વિનયાત્ રાજ્યમ્ ! નહી પણ પૃથુસ્તુ વિજયાત્ રાજ્યમ્ ! એમ તેનાથી બોલી પડાયું. જયચંદને આ બોલ બાણ તોલ લાગ્યાં.

## ઇચ્છનકુમારી.

અજયપાળનો નાનો ભાઇ **ભીમ**દેવ બીજો–ભોળો **ભીમ**દેવ અથવા **સિદ્ધરાજ** દેવ જેને ગુજરાત અને રજપૂસ્તાનના લોકો **નારાયણનો** અવતાર કહેતા હતા. તે આ વખતે ગુજરાતની ગાદી શોભાવતો હતો.

શાહબુદ્દીન ઘોરીને ગુજરાતથી પાછો વાળી પોતાની વીરહાક વગાડનાર તરંગી **ભીમ**દેવને ચંદ્રાવતીના જેતસીની પુત્રી ઇચ્છન-કુમારીના રૂપની રઢ લાગી હતી, જાત્રા કરી પાછા ફરતા **પાટણના** ભાટોએ તેના રૂપના એવા તો વખાણ કર્યા, કે **અમરસિંહ સેવડાને** તેણે માગુ કરવા મોકલ્યા.

હા જી હા કરનાર અમરસિંહે આબુ જઇ **ભીમ**નો સંદેશો સંભળાવ્યો. જવાબ એ મળ્યો કેઃ–ગુજરાતના રાજાને અમારી કન્યા

આપવાથી અમારી શોભા વધે એમ છે, છતાં એનું વાફદાન તો પૃથુ ચૌહાણને થઇ ગયું છે. જેથી હવે લાચાર છીએ.

**અમરસિંહે** તપી જઇ **જેતસીને** ઉધડો લીધો. એટલે **જેતસીના** યુવાન પુત્ર વીર **સલખે** સમશેર કાઢી જવાબ આપ્યો. "**ભીમદેવ** અમારૂ રાજ્ય માગતે તો આ પળે ચરણે ધરી દેતે, પરંતુ **પરમારની** આબરૂ માગી છે, તે નહિ અપાય. આબુના પરમારોના હાથ હજુ એણે જોયા નથી. સમજ્યા? **ભીમ** ચઢશે, તો જોયું જશે. અમે પણ કાંઇ ચુડીઓ પ્હેરી બેઠાં નથી. કીર્તિ અને કન્યા તે કાંઇ એમ ભીખ માગ્યે મળે કે?"

પાટણની ચતુરંગિણી સેના લઇ ગુર્જરેશ્વર **ભીમદેવ** આ અપમાનનું વૈર લેવા, અને ગુમાન ઉતારવા **ચંદ્રાવતિ** ઉપર ચઢયો. સસરાએ જમાઇને સવિસ્તારી પત્ર લખ્યો. "અમારી લાજ હવે તમારે હાથ છે.

**જેતસીનો** પત્ર પૃથુને મળ્યો એજ વખતે પંજાબમાંથી 'ઘોરીશાહ હિન્દ ઉપર ચઢી આવે છે,' એ સમાચાર આવ્યા **ચોહાણને** બે બાજુ સાચવવાની હતી. **ભારતભૂમિ** અને પુત્રવધુ બંને તેને માથે હતા. ભોળા **ભીમની** હઠે યવનોને રોકવા રજપુતો એક ન થઈ શકયાં. તેઓનું બળ વિભકત પડી વ્હેંચાઇ ગયું. **સોમેશ્વરે** સ્વદેશને પડતો મુકી કુળની લાજ સાચવવામાંજ શોભા માની. **શાહબુદ્દીનની** સામે થવા તૈયાર કરેલું સૈન્ય લઇ તે **ચંદ્રાવતી** પ્હોંચ્યો.

પૃથુ દિલ્હીમાં રહ્યો. એવામાં ઈચ્છિનકુમારીનો પત્ર આવ્યો. "**અચળગઢ** આવી મળો." પ્રેમી પૃથુ પ્રિયાના પત્ર રૂપી આકર્ષણ દોરે ખેંચાઇ દિલ્હીને સરદારોના હાથમાં સંભાળવું સોંપી **અચળગઢ** ઉપડયો.

ચોહાણ અને સોલંકીને વેર હતું. સોલંકી અને **માલવરાજને** વેર! તથા કનોજના રાઠોડ અને અજમેરના **સોમેશ્વરના** મન પણ ઉંચા! એટલે આ સમયે **ભારતભૂમિનું** રક્ષણ ક્યાંથી થાય?

'અફઘાનીસ્તાનના અમીરનો શુરવીર ભાઇ શાહબુદ્દીન ઘોરી હિન્દ ઉપર ચઢી આવે છે,' એ જાણ્યા છતાં ભીમદેવે તે વાત કાને ન ધરી. અહંતા અને કામથી અંધ થયેલા ભીમદેવે ઇચ્છિનકુમારીને માતૃભૂમિ કરતાં વધારે ગણી, માંહોમાંહે કુસંપ સળગાવી લોહી વેર્યા.

અચળગઢ આવી પૃથુ પ્રિયાને મળ્યો. માતા-પિતાને અજમેર જવાનો સંદેશો કહાવી પૃથુ ઇચ્છિનકુમારીને લઇ વળતે દીને અજમેર ઉપડી ગયો.

## સોમેશ્વર પડયો.

અજમેરથી સોમેશ્વર જેતસીને આવી ચંદ્રવતીમાં મળ્યો સોલંકી અને ચૌહાણ-પરમારના લોહી રેડાયાં. પહેલેજ દિવસે વિજયશ્રીએ વરમાળ ભીમના કંઠમાં આરોપી. અભિમાની ભીમ આથી છેકજ છલકાઇ ગયો. શાહબુદ્દીન-પરદેશીય શત્રુની સ્હામે થવા માટે-ગુજરાતના રાજાની આંખ ઉઘાડવા બહુ પ્રયત્ન કર્યા. દરબાર ભરાયો. વૃદ્ધ સાંમતોએ ભીમદેવને ચંદ્રાવતી છોડી હાલ એકસંપ કરી શાહ સામે થવા સલાહ આપી. પરંતુ અભિમાની ભીમે એની અવગણના કરી. "ચૌહાણ સાથે પતાવી" દેવાનો ઠરાવ ધુળભેગો થયો. ભીમે પોતાનુંજ ધાર્યું કર્યું.

બીજે દિવસે રણ-રંગ પલટાયો. ભીમ હાર્યો પરન્તુ ત્રીજે દિવસે મહાપ્રતાપી ભીમે કાળોકેર વર્તાવ્યો. ગુજરાતનો ભીમ અને અજમેરનો સોમેશ્વર સ્હામ સામા થઇ ગયા. પણ ચૌહાણ સેનાપતિએ પણ તોબા પોકરાવી. છેવટે પરાક્રમી ભીમને હાથે સોમેશ્વર રણમાં રોળાયો. જેતસી તથા તેનો પુત્ર સલખ હારી ન્હાઠા. ભીમદેવનો લાખો જાનની ખુવારી પછી વિજય થયો. ઇચ્છિનકુમારીને લેવા ભીમદેવ અચળગઢ ગયો, પરંતુ તેની ધારેલી ધારણા ધુળમાં મળી, મનની મનમાંજ રહી ગઇ. હાથ ઘસતો તે પાછો ફર્યો. નાહક પોતે પાયમાલ થયા, અને ચંદ્રાવતીને કર્યું.

## પૃથુ–દિલ્હી નરેશ.

ઇચ્છનકુમારીને લઇ અજમેર આવેલા પૃથુએ શાહબુદીન ઘોરી સાથે બાથ ભીડી. ઘોરી હાર્યો, અને ન્હાઠો. વિજયવન્તો પૃથુ હર્ષભેર રણમેદાનમાં પાછો વળતો હતો, તેવામાં તેને પિતા સોમેશ્વર સોલંકીઓને હાથે રણમાં પડવાના શોક સમાચાર મળ્યા. સામંતોના પુષ્કળ સમજાવ્યા પછી ઉશ્કેરાયલો પૃથુ શાન્ત પડ્યો. પરાક્રમી ગુર્જરેશ્વરને હાલ ફરી છંછેડવો તેણે માંડી વાળ્યો.

કેટલોક વખત પિતાનો શોક પાળ્યા પછી ધર્મરાજ યુધિષ્ઠિરનીજ જગ્યાએ નિગમબોધમાં તેણે પિતાનું રાજછત્ર પોતાને માથે ધરાવી અજમેરની રાજ્ય લગામ હાથમાં ઝાલી. જેતસી પરમારની પુત્રી ઇચ્છનના કોડ પૂરાયા. અભિષેક સમયે તેને પતિની જોડે રાજ્યમહિષી તરીકે રાજ્યસિંહાસને બેસવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયુ. સેવક અને સરદારોએ મહારાજ પૃથુ અને મહારાણી ઇચ્છનકુમારીનો જયનાદ ગર્જાવ્યો. રાજ્યપુરોહિતે ઇચ્છનની ચુંદડીનો પાલવ પૃથુને છેડે બાંધી યથાવિધિ લગ્નનો લ્હાવો લેવડાવ્યો. વર–વધુએ અંતઃપૂરમાં જઇ વિધવારાજ્યમાતા કમળાદેવીના ચરણોમાં માથા નમાવ્યાં. કાકાશ્રી કણ્ ચૌહાણે ભત્રિજાના લલાટમાં રાજ્યતિલક કર્યું.

આજ વખતે ભોળા ભીમદેવ સાથે અણબનાવ થવાથી તેના કાકાના સાત પુત્રો બ્હારવટે નિકળ્યા. પૃથુએ પોતાના કટ્ટા વૈરીના આ શત્રુઓને પોતાને ત્યાં આશ્રય આપી વૈરના બુઝાયલા અગ્નિમાં ચીનગારી મુકી ફરી ફૂંક મારી.

રાણી ઇચ્છનકુમારીને ગર્ભ રહ્યો, તે પછી પૃથુ કૈમાસ દહિમાની બ્હેન સાથે પરણ્યો. દિલ્હીના અનંગપાળ તુંવરને પેટે પુત્ર ન્હોતો, પરન્તુ બે કન્યાઓજ હતી. તેમાં મ્હોટી કન્યા કનોજના રાઠોડને કે જેને પેટે જયચંદનો જન્મ થયો હતો, તેને દીધી હતી, અને ન્હાની

પુત્રી અજમેરના સોમેશ્વર સાથે પરણાવી હતી, જેનો પુત્ર પૃથુરાજ.

જયચંદ અને પૃથુ ઉભય દૌહિત્રોમાંથી દાદા અનંગપાળનો ભાવ પૃથુ ઉપર વધુ હતો. નિઃસંતાન અનંગપાળે પૃથુને દિલ્હી બોલાવી તેના હાથમાં દિલ્હીનું રાજ્ય સોંપ્યું. પોતે સંન્યાસાશ્રમ ગાળવા વનમાં જઇ રહ્યો.

મહાસમૃદ્ધિવાન દિલ્હીની ગાદી પૃથુને મળી. પરન્તુ દાદાએ આ કામ ડહાપણનું કામ કર્યું નહી. એક દૌહિત્ર ઉપર પક્ષપાત કરી તેણે બે પરાક્રમી મસિઆઇ ભાઇઓ જયચંદ અને પૃથુને હમ્મેશને માટે એકએકના કટ્ટા શત્રુ બનાવી દીધા.

## બળતામાં ઘી.

એક તો દિલ્હીની ગાદી એકલા પૃથુનેજ આપી, એ પ્રસંગથી જયચંદ પૃથુ ઉપર બળી રહ્યો હતો. એવામાં એ બળતામાં ઘી રૂપે એક નવું કારણ ઉમેરાયું.

જયચંદને વાગદાનમાં અપાયલી દેવગિરિના રાજાની પુત્રી શશિવૃત્તાએ પૃથુના પરાક્રમ સાંભળી તેને પત્ર લખ્યો.સૌંદર્ય અને પ્રેમઘેલા પૃથુએ પોતાના સામંતોને શશિવૃતાને લઇ આવવા દેવગિરિ મોકલ્યા. જયચંદને કાને આ વાત જતાંજ તે સૈન્ય લઇ દેવગિરિ ઉપર તૂટી પડયો.

પૃથુ શશિવૃત્તાને લઇ વિંધ્યાચળ ગયો.ત્યાં સસરાનો મદદને માટે પત્ર મળતાંજ સેનાપતિ ચામુંડને સૈન્ય સાથે દેવગિરી મોકલ્યો. દેવગિરીનો અજયગઢ જયચંદથી ન જીતાયો.દેવીભકત ચામુંડ તેને હરાવ્યો.

"પેટનો બળ્યો ગામ બાળે." અને "ઘર ફુટે ઘર જાય," તદ અનુસાર નિરાશ થએલા જયચંદે પૃથુના કટ્ટા શત્રુ ભીમદેવ તથા શાહબુદ્દીન ઘોરીને દિલ્હી ઉપર ચઢી આવવા પત્ર લખ્યા.જયચંદની મદદ મળશે'એ હુંફે આ સોનેરી તકનો લાભ લેવા જયચંદનો આમંત્રિત શાહબુદ્દીન ઘોરી દિલ્હીના ખાલી પડેલા સિંહાસનને હસ્તગત કરવા

મોટું લશ્કર લઇ ચઢી આવ્યો. લાહોરના સુબેદાર **ચંદપુંડિરે** આ વાતની પૃથુને ખબર કરી. પૃથુ **ચામુંડરાય**ને લઇ તાબડતોબ **શાહ**ની મુલાકાત લેવા લાહોર આવ્યો.

પૃથુના સૈન્યમાં આ વખતે પૃથુનો બનેવી ચિતોડનો રાજા **સમર-સિંહ**, **શાહબુદ્દીન**નો પિત્રાઇ ભાઇ અને પૃથુનો આશ્રિત હુસેનખાન સેનાપતિ દેવીભકત **ચામુંડરાય**, અને શ્રી કૃષ્ણ ભક્ત કાકાશ્રી કણ ચૌહાણ, એમ ચાર ભડવીરો તથા બાહોશ દિવાન કયમાસ વગેરે હતા.

સર્વાનુમતે **સમરસિંહ**ને આજના યુદ્ધ માટે સેનાધિપત્ય મળ્યું. **પથુ**એ ઊઠી **સમરસિંહ**ની ગ્રીવામાં રણમાળા પહેરાવી. યુદ્ધમાં **શાહ**ના સેનાધિપતિ તાતારખાનને હાથે હુસેનખાન મરાયો, અને **શાહ**ના ચોસઠ સરદારોનો ઘાણ કાઢી નાખી નરવાર **ચામુંડરાયે** **શાહ-બુદ્દીન**ને જીવતો પકડયો.

વિજયી સેના સાથે વિજયધ્વજ ફરકાવતા **ચામુંડરાયે** કેદી **શાહ**ને લઇ પૃથુના ન્યાયમંદીરમાં પગ મૂકયો. દિલ્હીસમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણ સિંહાસનેથી ઉઠી વિજયી **ચામુંડ**ને ભેટયો. એક વીર રાજાને છાજે એમ ન્યાયી પૃથુરાજે કેદી **શાહ**ને દરબારમાં ઉભા રાખી તેનો ન્યાય કરવા સામંતો સાથે મસલત કરવા માંડી. આજ પ્રસંગથી આપણી પ્રસ્તુત નવલકથાનું અનુસંધાન અને શરૂઆત થાય છે.

( રા. મ. બ. ભટ્ટ લિખિત "પૃથુરાજ ચૌહાણ"થી
૧ થી ૮૦ પૃષ્ટનું તત્વ ટુંકાવીને. )

**તા૦ ક૦** વેશ્યા કર્ણાટકી ગતજન્મમાં કોઇ અપ્સરા હતી, અને કોઇ ઋષિથી શાપિત થઇ તે મૃત્યુલોકમાં અવતરી હતી, એવી લોકવાયકા છે.

લેખક.

—:શ્રીઃ—

# પૃથ્વીરાજ ચૌહાણ

—:યાને:—

# હતભાગી હિંદુસ્થાન.

## પુષ્પ ૧ લું. "સખી દીલ."

"દયાકર ! દયા કર ! ઓ દિલ્હીસમ્રાટ ! આટલી વખત દયા કર. ભારતના કાંગરા હવે હું કદાપી પણ નહિ ભાળવાની પ્રતિજ્ઞા લઉં છું."

"સુલતાન સાહેબ ? દરેક વસ્તુને કંઇ ને કંઇ મર્યાદા હોય છે—હોવી જોઇએ. દયાના છંટકાવ તમારા ચરણના આંગણામાં દશદશ વખત છંટાઈ ચૂક્યાં, છતાં તમે તો હજુ જેવાં ને તેવાંજ દયાના ભિખારી રહ્યાં. હું નથી ધારતો, કે તમારી ક્ષમા—ભાખની ઝોળી આ જન્મમાં તો ભરાય ! શાહ સાહેબ ! તમારાં દીલ હજુ જરા પણ

દયાભીનાં નથી થયાં. તમારા વિશ્વાસઘાતી મગજમાં રહેલી છળકપટની ગરમી, અમારાં દયાના છાંટણાને, તમારા દેશમાં પાછા ગયા પછી પાછી શોધી લે છે. અપમાનનો આતશ એમ નહી બુઝાય ! કપાળનું કાળું કલંક એમ નહી ધોવાય ! તમારી લોભની ચીનગારીઓ અમારાં દયા અને ક્ષમાના જળબિન્દુ પાસે હાથ જોડી ફરી ન ચમકવાની પ્રતિજ્ઞાઓ કરી કરી થાકી, પણ જાતિસ્વભાવ હજુ નથી ગયો. તમે ઠગ્યા, અને અમે ઠગાયા. એક વાર નહી પરન્તુ આજે દશ દશ વાર. બસ. હવે એ વારંવાર ચેતી ઉઠતી ચીનગારીઓને, ચરણ નીચે છૂંદ્યા સિવાય છૂટકો નથી. દયાની વાત છોડી દયો. ક્ષમાની આશા હવે નહી રાખો. માફ કરો, ઘોરી શાહ ! અમારા દેશની અને અમારા દીલની દયા તમને હજુ બરાબર માફક નથી આવતી માટે હવે તો રહેવાજ દયો."

"પૃથ્વીરાજ ! પૃથ્વીરાજ ! એક વાર વધારે વિશ્વાસ કર. નવાણું ભરી ચૂકયો છે, તો સોનો આંકડો પૂરો કર."

" એ કેવી રીતે બને.

દૂધથી દાઝેલ ટાઢી છાશ પણ ફૂંકી પીએ,<br>
જીવન્તથી બ્હીધેલ જાદુઈ પૂતળાં જોઇ બ્હીએ.<br>
બે ચાર ઠોકર ખાય, ત્યારે ભાન સૌને થાય છે,<br>
જોઈ વિચારીને કદમ અકકેક આગળ જાય છે.<br>
બે ત્રણ બાજી ઉંઘમાં...માની લ્યો કે જાય,<br>
પણ તેથી નહી માનવું...હમેશ એમજ થાય."

"પૃથ્વીરાજ ! વધારે નથી કહેતો. ફક્ત આટલી એકજ વાર ભરોસો રાખ."

"અને તે કોનો? દશ દશ વાર આવી રીતે ઠગનારનો!"

"હોય! ઉદાર હૈયા હમેશાં ઉદારજ રહે છે. ક્ષમા કર! પૃથુ! હુ ત્હારે શરણે છું. ત્હારા ચરણોમાં મ્હેં માથુ ધર્યું છે. હું ત્હારી પાળેલી ગાય છું. (એવી રીતે સત્તર વાર ગાય કહેવાથી પૃથ્વીરાજે **શાહને** છોડી દીધો હતો. એવી લોકમાન્યતા છે.)

પીધું દયા–પાણી બહુ તો પણ હજુ તરસ્યો રહ્યો,
અફસોસ! સૂકો કંઠ મ્હારો સ્હેજ (પણ) ભીનો નહી થયો.
પા! પા! પૃથુ! પાણી દયાનું પુનઃ પીવા ચ્હાઉં છું,
વિશ્વાસ કર!(આ) એકજ વખત! સોગન ખુદાના ખાઉં છું.

હવે ત્હારી સ્હામું, ત્હારા **ભરતખંડની** સ્હામું, આ હાથ અને આ હથીયાર કદી નહી ઉપાડું.

"કેટલા વખતને માટે આ પ્રતિજ્ઞા? તમારી પ્રતિજ્ઞા અને બોલો! એનુ નામ કંઇજ નહી. એની કીંમતજ ક્યાં છે? કોને છે? અભી બોલા અભી ફોક. ગર્જે જૂઠું, અને મીઠું મીઠું બોલી પોતાનું કામ કાઢી લેવું, તથા ગળે લગાડી ગરધન મારવો. વિશ્વાસઘાત કરવા, એ તો તમારા મહાન ખુદાઇ મંત્ર! ભલા! બતાવો તો ખરા! તમારા વિશ્વાસે રહેલા કોના વ્હાણ તર્યાં છે? કે અમારે આશા રાખવી? દગો અને છળકપટ એ તો તમારાં જન્મસિદ્ધ હક્ક!"

"અગર જો એમજ હોય, (અણુવિશ્વાસ) તો તમારા સંધીના કરારપત્ર ઉપર પણ સહી કરી આપવા હું તૈયાર છું."

"સુલેહનો કરાર, એટલે કાગળનું એક ચીથરૂં! અને તેની ઉપર સહી કરવી, એ તો તમારે મન એક રમત વાત છે, રમત. **શાહ** સાહેબ! આ કાંઇ બચ્ચાના ખેલ નથી. આ તો ન્યાય દરબાર છે.

તમે આ પૃથ્વીરાજને છેકજ દુધ પીતું બાળક ન સમજો. સૃષ્ટિ, સંસાર. અને સામ્રાજ્ય—સત્તાની લીલી સુકીઓ મ્હેં પણ જોઇ છે. આ પૃથ્વીરાજ ચોરી કરવી, એને ધિક્કારે છે, (પસંદ નથી, કરતો) પરન્તુ ચોરી કેમ થાય છે? તે તો બહુજ સારી રીતે જાણે છે. દગો અને વિશ્વાસઘાત કદી પણ કરતો નથી. છતાં પણ તે કેમ થાય છે? એનાથી તો પુરેપૂરો માહીતગાર છે."

"અરે! તમે કહો તો પાક પરવરદિગારના કસમ ઉપર..."

"બસ કરો, રહેવા દયો. શાહ સાહેબ! રહેવા દયો. પાક પરવરદિગારનું નામ તમારા પતિત હોઠે ન લાવો. કેટલીયે વાર એવા બાપડા પરવરદિગારના કસમને તમે વેચીને ખાઇ ગયા છો. અરે! એટલુંજ નહી પણ ઇમાન અને કુરાને શરીફ સુદ્ધાં તમારા સ્વાર્થ આગળ વેચતા—હોડરે મારતા તમે જરા પણ શરમાવ અગર વિચાર કરો એમ નથી. તો પછી નાહક બિચારા ખુદાને શા માટે બદનામ કરો છો? ખુદા અને એના સોગન એમ કાંઇ રસ્તામાં નથી પડયા. સમજ્યા?

> પૂછો ખુદા શી ચીજ છે? સાચ્ચાં શહીદે-શૂરને,
> સમજો ખુદાના નામને પ્હેલાં ખુદાના નૂરને.
> શીખો! અને શોધો! ખુદા તેમજ ખુદાઇ રાહને,
> દિલ્હીપતિ શીખવી રહ્યો છે ધર્મ ઘોરી શાહને.

શાહ સાહેબ! ખુદાનુ પાક નામ! એની કીંમત! તમેજ સ્વહસ્તે ઓછી ન કરો.

> શીખો સમજતાં ખુદ ખુદા! એના ખુદાઈ જ્ઞાનને,
> શિખવાડવું એ શું પડે? તમને! અરે! સુલ્તાનને.

સોગન કુરાને શરીફના નહી ખાય પ્યારી જાન દે,
પૂછી જુઓ આ ચુસ્ત અદના એક મુસલમાનને.
દિનકર તમે ઢાંકો નહી પ્યારા તમારા દીનને,
અફસોસ ! હિન્દુ શીખવે છે "ધર્મ શું મુસ્લીમનો ?"

"ત્યારે શું દિલ્હીનરેશ મ્હને આ વેળા માફી આપવા ના પાડે છે ?"

"એ સત્તા મ્હારા એકલાના હાથમાં નથી. મ્હારો દરબાર એજ મ્હારૂં દીલ છે. ત્હને જીતનાર મ્હારા આ એકએક વિજેતા સરદારોનો મ્હારા ન્યાય-કાર્યમાં સરખો હિસ્સો છે. એજ મ્હારા અંગો છે, જેનો મળીને આ પૃથ્વીરાજ બનેલો છે. જે સૌનો વિચાર તેજ મ્હારો."

"ભલે ! તો આપ મ્હારી આ માફીની અરજ ઉપર વિચારો ચલાવો."

* * * * *

પૃથુની ગેરહાજરીનો લાભ લઇ દિલ્હી કબજે કરવા સૈન્ય લઇ ચઢી આવેલા ઘોરી શાહ શાહબુદ્દીનને લઢાઇમાં જીવતો પકડી દેવી-ભક્ત સેનાપતિ ચામુંડરાયે દિલ્હીના ન્યાયદરબારાં આજે રાજ્યકેદી તરીકે ઉભો કર્યો હતો. યવન બાદશાહ, દિલ્હીનરેશ પૃથ્વીરાજ ચોહાણના સિંહાસન સમીપ ઘુંટણીયે પડી "ક્ષમા" અર્થાત "જીવતદાન"ને માટે કરગરી રહ્યો હતો.

"કાકશ્રી ! તમે કેમ કંઇ બોલતા નથી ?" પૃથુએ પોતાના રણકુશળ કાકા કણુ ચૌહાણુ તરફ જોયું.

"પૃથુ ! જો તું મ્હારોજ વિચાર જાણવા માંગતો હોય, તો જાણી લે, કે:-આ દગાખોર કપડી દુશ્મન દયાને માટે હવે તદ્દન નાલાયક છે."

"મ્હારો પણ એજ અભિપ્રાય છે. દયાના દૂધ પાઇને આવા એકદર ઝેરી અજગરો ઉછેરશો, તો આગળ જતાં એ તમનેજ દંશ દેશે—આખાને આખા ગળી જશે. માટે હાલ તો વખત વિચારી, જેમ બને એમ ચેતીનેજ ચાલવામાં ડહાપણ અને સલામતી છે, પછી તો તું જાણે." ઉદેપૂરના વીર મહારાણા સમરસિંહે ઉઠી પોતાના સાળા પૃથુને પોતાનો અભિપ્રાય સંભળાવ્યો.

"કયમાસ! તમારો શું વિચાર છે?" પૃથુએ પોતાના મ્હોટા સાળા અને રણવિદ્યાવિશારદ રાજ્યદિવાનને પ્રશ્ન કર્યો.

"મ્હારો વીચાર પણ બધાને મળતો છે. દશ દશ વખત દગો દેનાર શાહ અગીયારમી વખત સાધુ થઇ જઇ સુધરી જાય, અને આપેલું વચન પાળે, એમ મ્હને તો નથી લાગતું. યવનોના વિશ્વાસ બહુ કર્યા. મહારાજ! આજ આપણી ચઢતી દશા છે, ન કરે નારાયણ, અને કદાચ કાલ દિવસ પલ્ટે, તો પછી એટલું યાદ રાખવું, કે આજ દશ દશ વાર દયાના દાન લેનાર શાહ તમને કે અમને, કોઇને પણ, એક પણ વાર, દયાનું ટીપું શુદ્ધાંય નહી દેખાડે. કાંટાને તો કાઢી નાખવોજ સારો- ઉગતા રોગનેજ દાબી દેવામાં ડહાપણ છે.( Prevention is better than cure) નહી તો કોઈ વાર! એનો દિવસ આવવાં એજ કાંટો પગમાં ભોંકાશે, લોહી કાઢશે. શાહબુદ્દીન દિલ્હીના રાજમ્હેલના કાંગરા અને અટારીઓ ઉપર પોતાની નજર હવે નહી નાખે, એ વિચિત્ર વાત મ્હારે ગળે તો નથી ઉતરતી. પછી તો જેવી તમારી મરજી."

"ચામુંડરાય! તમારી ધ્યાનમાં શુ આવે છે? ઘોરી શાહને જીવતો પકડી લાવવાનું માન સૌથી પ્હેલું તમને છે. કહો! આમાં

તમે શું ધારો છો? તમારો પોતાનો અંગત શો મત છે? ખુલ્લે-ખુલ્લો દર્શાવો." પૃથ્વીરાજે પોતાના ન્હાના સાળા અને વિજયી સેનાપતિ ચામુંડરાયની સલાહ માગી.

"કૃપાનાથ! આપના બધાના વિચારોને હું મળતો નહી થઇ શકું, તો મ્હને માફ કરજો. બાકી મ્હારો વિચાર તો સોળેસોળ આના તમારા પગમાં પડી ભીખ માગતા આ ભિખારી શાહને હજુ પણ એક વાર છોડી મુકવાનો છે. મહારાજ! સાચ્ચા શુરવીરનું! રજપૂત બચ્ચાનું! ભૂષણ શું? ક્ષમા અને શમશેર. મ્હારા દાનશીલ મહારાજ! મ્હારી તો તમને એજ સલાહ છે, કેઃ—નાખો, બસ નાખો, આ ભિખારીની ઝોળીમાં ખુશીથી દયાની ભિક્ષા નાખો. દિલ્હીપતિને આંગણે આવી કરગરતા આ ભૂખ્યા કૂતરાને માટે રાજ્યના ભોજન ભંડારો ખુલ્લા છે. દશ દશ વાર નથી ખૂટયું, તો અગીયારમી વાર પણ નહીજ ખૂટે. ખાત્રી રાખો. દયાના રોટલાનો એક સુકો નહી જેવો ટુકડો દિલ્હીપતિના રાજ્યકોઠારને કંઇજ વિસાતમાં નથી. મહારાજના મનની મુરાદ હું બરાબર કળી શકયો છું. ફીકર નહી. દિલ્હીસમ્રાટ! ભલે એ પૂરી થાય, આટલી એક વાર થવા દ્યો."

"પરન્તુ ચામુંડરાય! શાહ વચનભંગ કરી પાછો દિલ્હી ઉપર નહી ચઢી આવે એની શી ખાત્રી?"

"કંઇજ નહી એને માટે બ્હીવાનું કે ફીકર કરવાનું કશુંજ પ્રયોજન નથી. મહારાજા પૃથ્વીરાજ ચૌહાણના પૂણ્યપ્રતાપે, અને દેવી ભવાનીના કૃપાપ્રસાદે ચામુંડરાયના કમરપટામાં ઝુલતી આ તીક્ષ્ણ તરવાર એક નહી પણ આવા એકસો શાહબુદ્દીનોને એક સાથે જવાબ દેવા તૈયાર છે. વીર રજપૂતાણીની ડીંટડીએ ધાવેલા ભારતભૂમિના રજપૂત વીરો

કાંઇ કાંચળી પ્હેરીને નથી બેઠા. તેઓએ હાથમાં તરવાર પકડી છે, કંઈ ચૂડીઓ નથી પ્હેરી. દિલ્હીસમ્રાટનો એકે એક સામંત અને સેવક વીર છે, બાયલો અને પીઠ બતાવે એવો નથી. સમજ્યા મહારાજ ! તમારી ઇચ્છા હોય તો બેલાશક શાહ સાહેબને માફી બક્ષો. ફરી તરવાર તાણશે તો જોયું જશે."

ચામુંડરાયના આવાં વીરતાભર્યાં વચનોમાં પૃથ્વીરાજ ચૌહાણના રૂંવેરૂંવામાં વીરત્વની ઝલક ઉત્પન્ન કરી, દરબાર સાંભળે એમ તે સિંહાસનેથી ઉતરી નીચે આવ્યો. પોતાના જમણા હાથ વીર ચામુંડરાયની પીઠ ઠોકતાં તે બોલ્યો.

" શાબાશ, ચામુંડરાય ! શાબાશ. જેટલો તું શુરવીર છે, તેટલોજ તું **સખી દીલ** છે. યુદ્ધમાં સાક્ષાત્ કાળ સમાન નિર્દય છતાં ત્હારૂ હૃદય કોમળ, દયાળુ તેમજ દરિયાવ (વિશાળ) છે. તું તેમજ ત્હારા સદ્‌ગુણો ઉભય એક સરખાં પૂજનીય છે."

" પ્રભુ ! બોલે વધુ નથી, પણ વખત આવે કરી બતાવીશ.
આ ઢાલ ને તરવાર ને ઝાલી તમારા નામની,
જો દેશ–સેવા નહી કરી તો જીંદગી શા કામની ?
સમશેર મ્હારી સુંદરી ને યુદ્ધ મ્હારો પ્રાણ છે,
ચામુંડ પાસે બેજ બસ જીવન–મરણના બાણ છે,

માટે મહારાજ ! તમારે સ્હેજ પણ બ્હીવાનું નથી.

જ્યાં સુધી ચામુંડના આ હાથમાં હથીયાર છે.
ત્યાં સુધી નિર્માલ્ય આવા શાહના શા ભાર છે ?
બસ બેધડક આપો ક્ષમા હિંમત ન હૈયે હારતા,
સુલતાન પણ સંભારશે આ આપની ઉદારતા."

" હું પણ ત્હારાજ મતને મળતો છું. ચામુંડરાય ! શાહ ભલે આપણી ઉદારતાનો લાભ એક વખત વધુ લઇ જાય."

" સત્ય છે. મહારાજ ! ઉપકાર પર પરોપકાર તો સૌ કોઇ કરે, એમાં કાંઇ પણ ત્રધારે નથી. પરંતુ અપકાર પર ઉપકાર કરનાર તો કોઇ વીરલાજ ! ખુશીથી આપ આપનો સખી હાથ શાહ પ્રતિ લંબાવો. બને તો દુશ્મનને પણ દયા અને પ્રેમથી જીની દોસ્ત બનાવો."

" જરા સાંભળો ! થોભો ! ફક્ત એકજ પળ ! એજ શબ્દ ! ઓ સાહસિક સમ્રાટ અને સેનાપતિ !

> ડાહ્યા તમે છો, પણ દિવાના સાહસે ના ડૂલશો,
> ધીરા પડો ઉતાવળા મા થાવ ! નહી તો ભૂલશો.
> જીતનો આનન્દ આ છટ્ટી ઘડીમાં વહી જશે,
> ચઢતી તણો ચમકાર આ કાલે સ્હવારે નહી હશે.
> મનના મનોરથ આપણાં મનમાંજ સઘળાં રહી જશે,
> અજવાળું અત્યારેછ પણ અંધારૂં સાંજે થઇ જશે.

ભાગ્ય–સૂર્યને ઉગતાંયે વાર નહી લાગે ! તેમ આથમતાંયે નહી. પળમાં શીળા ! તો પળમાં તડકા ! પળપળના પલટાંઓ ! પલપલકના આ પડછાયાઓ !

> જરા ઇતિહાસ ઉકેલો જુઓ અંદર લખેલું તે,
> અમારી આજ વારી તો તમારી કાલ વારી છે.
> સમજવું સત્ય સમજુને મને આ છેક સ્હેલું છે,
> ભલા માણસ ! વિધાતાની ચલિત્ ચંચળ પથારી છે.
> અવિચાળી ઉતાવળીયું તમે (આ) સાહસ કરેલું છે.
> વિચારીને ભરો પગલું સલા' બસ એજ મ્હારી છે.''

"ફિકર નહી મહારાજ ! તમે તમારે કરો ! છતાં પણ જો કંઇ આડું અવળું થાય, તો એની જોખમદારી મ્હારે માથે."

"તો ભલે.યાહોમ કરી જાણી જોઇને સળગતી આગમાં ઝંપલાવો"

"ચામુંડ ! શાહની વિનંતીને માન આપવામાં આવે છે."

"ઉઠો. શાહબુદ્દીન ! ઉઠો. દિલ્હીનો **સખી દીલ** સમ્રાટ પૃથ્વીરાજ તમને ફરી એક વાર જીવતા જવા દે છે. જોજો ! યાદ રાખજો! એમની આ ઉદારતાનો દુરૂપયોગ ન થાય."

**ચામુંડરાયે** ઘુંટણે પડેલા **શાહબુદ્દીન** ઘોરીને હાથ ઝાલી ઉભો કર્યો. તેના હાથમાં હાથ આપતો ઘોરી **શાહ** બોલ્યો, "ચામુંડરાય! તું માનવ નહિ પણ દેવ છે. મ્હારામાં મુકાયલો વિશ્વાસ હું આ જીંદગીમાં તો હું કદી નહી ભુલું."

" જાવ હુાહુલીરાય ! શાહને સન્માનપૂર્વક એમને સ્થાને મુકી આવો." પૃથ્વીરાજે પોતાના સામંતને આજ્ઞા કરી.

" જેવી આજ્ઞા. "

**શાહબુદ્દીન** ઘોરી **ચામુંડરાય** અને પૃથ્વીરાજ ચૌહાણ ઉપર છેલ્લી નજર નાખી દરબારમાંથી જવા જ્યાં એક પગલું ભરી ચુકયો, ત્યાં પૃથ્વીરાજને કંઇક સાંભર્યું.

" **શાહબુદ્દીન** ! જરા થોભો. એક વાત ખાસ લક્ષમાં રાખજો, કેઃ— હવે ફરીથી વિશ્વાસઘાત નહી થાય."

'હા ! નહી તો જે ચામુંડરાયે દયાનો સુધારો મુકી તમને ઘર ભેગાં કરાવ્યાં છે, તેજ **ચામુંડરાય** મ્હોતનો પટગામ પ્હોંચાડી કૃષ્ણની મુલાકાત કરાવશે. અમારા મહારાજા ! જેટલી દયા બતાવી શકે છે, માફી બક્ષી શકે છે, દરિયાવ દીલ દર્શાવી શકે છે, તેટલીજ તેમની

તીખી તરવાર તીવ્રતા પણ ધારી શકે છે. અમારા ન્યાયમાં નિર્મળ નેહ અને નિષ્ઠુરતા બંને રહેલા છે, જો ઘોરી શાહનું નામનિશાન દુનિયામાંથી નાબુદ ન કરવું હોય તો હવે પછી ચેતીને ચાલજો. દિલ્હી જીતવા આવતાં, એક એક કદમ આ ભૂમિ ઉપર ભરતાં, ખુબ સાવચેતી રાખજો—સંભાળજો.

દયાના જળ હવે નહી પણ નદીઓ લોહીની વ્હેશે,
ક્ષમાના સ્થાન પલટાઇ હવે શમશેર લઇ લેશે.
જગત્ જોશે અને રોશે અમર ઇતિહાસ પણ કે'શે,
તમારા ધડ ઉપર માથુ પછી સુલ્તાન નહી રે'શે.

ભૂલશો મા. ખૂબ યાદ રાખજો. આ કાંઇ ખાવાના ખેલ નથી પણ ખાંડાના ખેલ છે. નહીં તો:—

ઉહૂના ઉછળતાં લાલ લોહી–છાંટણાઓ છાંટશું,
ગીધ કૂતરા કાગડાને લ્હાણીઓ બસ બાંટશું.
ટુકડા કરી તમ કાયના તેની કચુંબર વાટશું,
જ્વાળામુખી ફાટેછ તેવીજ ગર્જનાથી ફાટશું.
ત્યારે સમજશો શાહ દર્શન દિલ્હીના મુશ્કેલ છે,
દિલ્હીપતિને જીતવો (એ) નહીં છોકરાંના ખેલ છે.

અમારા મહારાજા તો તમને ફરી હથિયાર ન ઉંચકવાની શરતે છોડે છે, પરન્તુ હું તો મ્હારા તરફથી તમને એટલુંય કહી દઉં છું, કે ઓ શાહબુદ્દીન ઘોરી ! જ્યારે ભારતભૂમિનાં આ રજપુતવીરોના હાથના ઝપાટા તમને ફરી જોવાનો વિચાર થાય, દિલ્હી નરેશની કમરે લટકતી તરવાર કટાયલી છે કે વિજળી ? પાણીદાર છે કે બુઠ્ઠી તે જોવાનું કુતૂહલ થઇ આવે, ત્યારે બેધડક તમારા મુબારક કદમ

અમારા દેશ ઉપર લાવી નાખજો તમારી બરાબર મ્હેમાનગીરી અમે પણ જરૂર બનતું સામૈયું લઇ સ્હામા આવીશું. "

" એમજ છે. શાહબુદ્દીન ! ચામુંડરાવના શબ્દેશબ્દ મ્હને માન્ય છે, પૃથ્વીરાજ ચૌહાણનું પરાક્રમ જોઇ હજુય તું ન ધરાયો હોય, તો વળી આવજો એકમેકની અધુરી ઇચ્છા હવેને વખતે જરૂર પૂરી કરીશું "

" પરન્તુ મહારાજ ! સંધિ-પત્ર તો લખાવી લ્યો," હાહુલીરાયથી વચ્ચે બોલ્યા વિના ન રહેવાયું.

" ખરૂં છે. મહારાજ ! સુલેહના કરાર ઉપર સહી કરવામાંતો શાહને વાંધો નહીજ હોય. " રામરાય ગુર્જરે ઉઠી તેને ટેકો આપ્યો.

" ખુશીથી લાવો સિંધિ–પાત્ર હું સહી કરી આપવા તૈયાર છું."

"હવે એની કશ્શી જરૂર નથી. શાહ સાહેબ ! રજપૂત વીરો મોઢે બોલેલા વચનને એક મામુલી કાગળના કટકા કરતાં વધારે લેખે છે. (સમજે છે.) એ કાગળના ચીથરામાં લખાયલું ભૂંસાઇ કે ખોવાઈ જવાનો પણ સંભવ રહે છે, જ્યારે દીલમાં કોતરાયલું, અને મોઢેથી બોલાયલુ" તો કોઈ કાળે પણ નથી ભૂલાતું." ચામુંડરાયે એક રજપૂત વીરને છાજે એવાં વાકયો ઉચ્ચાર્યાં.

" સત્ય છે શાહબુદ્દીન ! અમે તમારા વચન ઉપર વિશ્વાસ મૂકીએ છીએ. જો તમારે દિલ્હી ઉપર હજુ હાથ ઉગામવોજ હોય, તો તમને કરારપત્રની સહી કદાપી અટકાવી શકનાર નથી. એટલે એ લખ્યું ન લખ્યું બધું સરખુંજ .. "

" હા, અને એ વખતે અમારા દેશનો એકે એક રજપૂતવીર ત્હમારી ખબર લેવી નહી ભૂલે. દીનેઈસ્લામનો જવાબ હુરહર મહા-

દેવથી મળશે. સામંતો ! શું જોઈ રહ્યા છો ? તમારા મહારાજા પૃથ્વીરાજ ચૌહાણ ઘોરી શાહને વિદાયગીરી આપે છે. એની ખુશાલીનો જયનાદ એવો તો જોરથી ગર્જાવો, કે જે શાહના કાનમાં જીંદગી પર્યંત ગુંજ્યા કરે. બોલો ! દિલ્હી સમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણનો જય ! ”

“ જય. ” કહેતાંજ દરબારમાં વીજળી સમી નાગી સમશેરોનો એક દિવ્ય ચમકારો થયો. ન્યાયમંદીરમાં એ વ્હાડી જયઘોષણાનો ગુંજારવ અર્ધી ઘડી સુધી ગુંજી રહ્યો. તે પછી મંદ મંદ હાસ્ય કરતા પૃથુએ કહ્યું.

“ હવે તમને રજા છે. શાહ સાહેબ ! ભલે પધારો. હવે આપ ખુશિથી આપના આ વિજય-સમાચાર લઈ તમારા વડીલ બંધુ પાસે અફઘાનિસ્તાન પાછા જઈ શકો છો. ”

“ અતિથિરાજ ! અભિનન્દન હો ! ઈચ્છા થાય તો પુનઃપધારજો. આપના અલભ્ય દર્શનનો લાભ-લ્હાવ દેજો. ’, ચામુંડે ટકોર કરી.

પરાક્રમી પૃથુરાજ ચૌહાણના સુખી દીલ તથા ચામુંડરાયની શુરવીરતા ઉપર ફીદા થઇ, મંત્ર મુગ્ધ થયેલા શાહબુદ્દીન નીચે અને મુંગે મુખે દરબાર છોડી ગયો. તે પછી પૃથ્વીરાજે પોતાના મૌનધારી બેઠેલા કાકાને પૂછ્યું.

“ કાકાશ્રી ! શાહને છોડી દીધો, એ આપને ન ગમ્યું ખરૂંને ? ”

“ એવું કંઈજ નથી. ”

“ આપને કંઈ ખોટું તો નથી લાગ્યું ને ? ”

“ પૃથુ ! તું સમજુ છે. મ્હને કોઇ દિવસ ખોટું-ખરૂં લાગતુંજ નથી. મ્હારે તો ફકત ત્હને કહેવાનું એટલુંજ, કે જે કંઈ કરે, તે

મ્હેલાં ખૂબ લાંબો વિચાર કરજે. વગર વિચાર્યો પગ ભરવાથી પરિણામ સારૂં નથી આવતું. કોઇ કહે એમ નહી, પણ દીલ કહે એમ કરવું. જેથી પાછળથી શોચવાનો અને શોષવાનો વખત નહી આવે. રાજાએ છેક કાચા કાનના તો નજ થવું જોઇએ. ”

“ સમરસિંહ ! કયમાસ ! તમારા બધાંની સલાહ બાજુએ મૂકયા બદ્દલ મન મ્હોટું રાખજો હોં ! ”

“ પૃથુ ! એમાં મન ન્હાનુ મ્હોટું રાખવાનો સવાલજ નથી. જો કે શાહને છોડી દઈ ત્હેં ત્હારી રજપૂતના ધર્માનુસાર એક પવિત્ર અને સાચિ ફરજ બજાવી છે, તેમ ચામુંડરાયે પણ ત્હને ક્ષમાના રંગે રંગવામાં, બેશક ભૂલ નથીજ કરી. છતાં કોણ જાણે કેમ ! મ્હારૂં દીલ આજ નથી માનતુ. એ દગાખોરને છોડી દેવામાં આપણે ડહાપણ તો નથીજ વાપર્યું, સારૂં તો નજ કર્યું કહેવાય. ” સમરસિંહે પોતાની હૃદયશંકાનો સ્ફોટ કર્યો.

“ હવે એ વાત પડતી મૂકો. થયુ એ થયું. ગતં ન શોચામિ. મહારાજ ! હવે ચંદેલ ઉપર ચઢાઇ કરવાનો વિચાર કરો. ” શાણા પ્રધાન કયમાસે અણગમતી વાત ટાળવા નવોજ પ્રશ્ન ઉઠાવ્યો.

તે પછી પોતાના દુઃખી અને સંકટમાં આવી પડેલા સરદારો ઉપર, કતલ ચલાવનાર ચંદેલના પરમાર રાજાને શિક્ષા કરવાનો પ્રશ્ન ચર્ચાયો.સર્વાનુમતે ચંદેલ ઉપર ચઢાઈ કરવાનુ નક્કી થયું. પૃથ્વીરાજનો એક દૂત ચંદેલના રાજાને આ યુદ્ધનું આવાહન આપવા ઉપડયો.

યુદ્ધ કેમ કરવું ? એ વિષય ઉપર પથુના દરબારમાં સામંતો છૂપી મસલત ચલાવી રહ્યા હતા, એટલામાં પ્રતિહારને દૂર કરી ત્યાં એક દીવાની રમણી દોડી આવી.

"મ્હને મ્હારા મૃત પતિદેવનુ શબ આણી આપો: મ્હારે સતી થવું છે."

સભા સર્વ આશ્ચર્યમાં ડૂબી ગઈ. એકેએક સામંત એ છૂટા કેશવાળી પાગલ આર્યલલનાના અશ્રુભર્યાં ભવ્ય વદનકમળ પ્રતિ જોઈ રહ્યા.

હજારોના અમૂલ્ય વસ્ત્રાલંકારોથી વિભૂષિત એ આર્ય અબળા અવ્યવસ્થ હાલતમાં ગાંડાની માફક આવી પૃથ્વીરાજ ચૌહાણના સિંહાસન આગળ ઘુંટણીયે પડી. આશ્ચર્યમાં ગર્ક થઇ ઉભા થયેલ પથ્વીરાજના ચરણો તેણે પકડી લીધા. તેની આંખોમાંથી ખરખર ઝરતાં આંસુએ પૃથ્વીરાજના પગ પલાળી રહ્યાં.

એ દિવાની આર્ય રમણી કોણ ?

---

## પુષ્પ:-૨ જું. "પ્રેમીની પૂઠે"

પરાક્રમી વીર પૃથ્વીરાજ ચૌહાણ પોતાના નામની માળા ફેરવતી દેવગિરિના રાજાની પુત્રી શશિવ્રતાને પોતાની કરવા જ્યારે દેવગિરિ ગયો, અને વિંધ્યાટવીમાં એ રતિસુન્દરી પૃથુને પોતાના ઓજસભર્યા સૌન્દર્યભુવનમાં મુગ્ધ બનાવી કેદ કરી રાખ્યો, ત્યારે દિલ્હીના ખાલી પડેલા સિંહાસનને ડોલાવવા સોનેરી તક સાંધી રહેલો, અફઘાનીસ્તાનના શાહ સુલતાનનો ભાઇ

શાહબુદ્દીન ઘોરી દિલ્હીના દુર્ગ–દ્વારો રમતમાં–ચપટીમાં ખોલી નાખીશ, એ આશાથી મ્હોટી સેના લઇ હિંદ ઉપર ચઢી આવ્યો.

શાહની ચઢાઇના ખબર પડતાંજ પૃથ્વીરાજના રોમેરોમમાં સ્વદેશભક્તિ અને માતૃ–વાત્સલ્યનું વીરત્વ ઉભરાઇ રહ્યું. કામના દુર્ગ એકજ પ્રહારે તોડી, વિલાસ વૈભવ છોડી, તે શસ્ત્રિતા અને શૂરા સામંતો સાથે શાહની ખબર લેવા દિલ્હી આવવા નીકળ્યો.

લાહોરથી પાંચ કોશ દક્ષિણે યવન અને રજપુત સૈન્યનો ભેટો થયો, જેમાં પૃથ્વીરાજના વીર સેનાપતી ચામુંડરાયે અગાધ રણ-કૌશલ્ય બતાવી શાહને જીવતો પકડી લીધો. પરંતુ ઉદાર પૃથ્વીરાજે એ નમી પડેલ શાહને એક શૂરવીર સમ્રાટને છાજે એવા સન્માનથી માફી આપી મુક્ત કર્યો. (પુષ્પઃ–૧લું)

પરંતુ આ રણસંગ્રામમાં વિજયમાળા પ્હેરતાં પહેલાં પૃથ્વીરાજને એક મહા બળવાન વીરની આહુતી આપવી પડી. અને એ બહાદુર તે શાહબુદ્દીન ઘોરીનો પિત્રાઇ ભાઇ હુસેનખાન !

દક્ષિણની નૃત્યકળા–પ્રસિદ્ધ નાયકણીઓની જાતની ગણિકા નામે ચિત્રલેખા શાહબુદ્દીનના દરબારમાં હતી. ઘોરી શાહ એના ઉપર એટલો બધો ફીદા હતો. કે પોતાની બેગમોથી પણ જ્યાદા લાડ એને લડાવતો. ગુણિકાની બુદ્ધિ કામવશ હોવાથી તે અધમ અને અવિચારી હોય છે. શાહ જેવા શાહને મુકી ચિત્રલેખા હુસેનખાનની સાથે કુ–પંથમાં ઉતરી.

ચિત્રલેખા અને હુસેનખાન! આશક–માશકનુ જોડલું ! નિર્લજ્જ ચેષ્ટા કરતું એક વખત શાહથી પકડાઈ ગયું. માનીતી ગણિકાને શાહે એ બદલ સહજ ઠપકો આપ્યો.

આવા નજીવા કારણને લઈ હુસેનખાને શાહની સેવા છોડી. ચિત્રલેખાને લઈ તે દિલ્હી આવ્યો. શત્રુના આ બળવાન વીરને પૃથ્વીરાજે પોતાને ત્યાં આશ્રય આપ્યો. શાહે પૃથ્વીરાજની પાસે પોતાના એ બંને ગુન્હેગારો માંગ્યા, પરંતુ શરણાંગતને ન આપવાના મકકમ ટેકધારી રાજપૂતોએ ઘોરીની એ માંગણીને તુચ્છકારી અને હસી કાઢી. જેનું પરિણામ શાહ અને પૃથ્વીરાજ વચ્ચે સદાને માટે વૈર બંધાયું.

ઘોરી દિલ્હી ઉપર ચઢયો. હુસેનખાન પણ ખાધેલું નિમકહલાલ કરવા પૃથ્વીરાજ તરફથી પોતાના પિત્રાઇ ભાઇની સ્હામે રણમેદાનમાં લઢયો. એક વીરને છાજે એમ લઢી એ નિમકહલાલ વીર રણભૂમિમાં પડયો. પથ્વીરાજ અને તેના વીર સામંતોએ વિજય મેળવ્યા પછી તેના વીર–મૃત્યુ ઉપર બે આંસુ પાડયા.

× × × ×

હુસેનખાનના મૃત્યુના સમાચાર જ્યારે ચિત્રલેખાને મળ્યા, ત્યારે તે આશા ભરી અબળા પોતાના યુદ્ધવિજયી પ્રેમીને–પતિને વધાવવા માટે અવનવા શૃંગાર અલંકાર પોતાના ગૌરાંગ ઉપર સજી રહી હતી. રંગમાં ભંગ પડયો. પોતાના પ્રેમીએ આ વિજયની વરમાળા દિલ્હી-પતિની ડોકે આરોપતાં પોતાનો પ્યારો પ્રાણ પાથરી દીધો છે, એટલાજ શબ્દોએ એ ગણીકાને સત્ ચઢયું. એ આર્યલલના છુટે કેશે અને વિખરાયલા નવ–વિભૂષિત વેશે, પોતાના પ્યારા પ્રેમીનું શબ લેવા પાગલ સમાન વગર રાજાએ દરબારમાં દોડી આવી.

"મ્હને મારા મૃત પતિદેવનું શબ આણી આપો. મ્હારે સતી થવું છે."

આશ્ચર્યમાં લીન થઇ ગએલી સભામંડળીમાં પૃથ્વીરાજે ચામું-ડને પ્રશ્ન કર્યો. "ચામુંડરાય ! આ દીવાની રમણી કોણ ?"

ચામુંડરાય આનો કંઇ પણ જવાબ આપે તે પ્હેલાં તો તે પોતેજ બોલી પડી. " હું ! દિલ્હીસમ્રાટ ! દક્ષિણની એક સામાન્ય ગણિકા ! મ્હારૂં નામ ચિત્રલેખા."

"તું શું ચાહે છે ?"

"શબ ! મ્હારા પ્રેમીનું મૃત શરીર."

"ત્હારો પ્રેમી ! તે કોણ ?"

"વીર યોધ્ધો હુસેનખાન" ચામુંડરાય હવે ગર્જ્યો.

"ચિત્રલેખા ! તું જાતની ગણિકા છતાં સતી થવા ઇચ્છે છે ? કેટલું વિચિત્ર !"

"એક આર્ય લલનાનો મુસલમાન વીર ઉપર આટલો બધો પ્રેમ એ પણ એક વિચિત્રતા !" ચામુંડે પૃથુના વાક્યની પૂર્તિ કરી.

"કૃપાનાથ ! હું જાતની ગણિકા છું. એક પતિવ્રતધારી હું નથી, છતાં પણ હુસેનખાનના પ્રેમે મ્હને પાગલ બનાવી મૂકી છે. દિલ્હીપતિ ! સત્વર મ્હને ચિતા રચાવી આપો. મ્હારે સતી થવું છે.

છું જાતની હિંદુ છતાં મુસ્લીમને માટે મરૂં,<br>
વેશ્યા સતિ પણ થાય છે, ઇતિહાસમાં અંકિત કરૂં.<br>
તન મન ધરી દીધાં હતાં મ્હેં સર્વ જેનાં ચરણમાં,<br>
હિંદુ અગર તો હો યવન ! ઉદ્ધાર એના શરણમાં.

× × × ×

જોશે જગત્ ! જોશો તમે ! ઇતિહાસં મ્હારો બે ઘડી,<br>
હિન્દુ ગણિકા ચિત્રલેખા યવનના પ્રેમે પડી.<br>
મૃતદેહ લઇને અંકમાં મુસ્લીમનો પુષ્કળ રડી,<br>
છે યવન-પ્રેમી આર્ય અબળા કોઇ ચિતામાં ચઢી ?

ઓ આશ્રયદાતા ! રણભૂમિમાંથી મ્હને મ્હારા પ્રેમીનું શબ મંગાવી આપો. જો તમને એ ગતપ્રાણ વીરને માટે કંઇ પણ માન હોય ! લાગણી હોય ! તો એની આ પ્રેમ-ભિખારણની છેલ્લી યાચના ઉપર ધ્યાન આપો."

ચિત્રલેખાના હૃદયફાટ કલ્પાંતે અને મનોવેધક બોલ પૃથ્વીરાજનું હૈયું વિંધી નાંખ્યું. તે સિંહાસનેથી નીચે ઉતરી એ પ્રેમની પ્રતિમાને ઉભી કરતો બોલ્યો. "ઉઠ ! બ્હેન ! ઉભી થા.

છે જાત વેશ્યાની અધમ પણ પૂર્વના સંસ્કાર છે,
દુર્ગુણ કેવળ એક ! તો સદ્‌ગુણનો ભંડાર છે.
નામ નીચું ! કામ નીચું ! દીલ પણ નીચું નથી,"
વારાંગનામાં પ્રેમ આવો !(મ્હેં) એ કદી દિઠું નથી."

"ચામુંડરાય ! એને એના પતિનું શબ હવાલે કરો. ચિતાની સર્વ વ્યવસ્થા પણ તમારેજ માથે."

દરબાર વેરાયો. ચામુંડરાય એ પ્રેમઘેલી નૃતિકા ચિત્રલેખાને લઇ સ્મશાનભૂમિમાં ગયો. વીર હુસેનખાનનું કબરમાં દફનાવવા રાખેલું શબ તેને હવાલે કર્યું. ચિત્રલેખા ! એક સતીને છાજતાં શૃંગાર ધારણ કરી હુસેનખાનનું શબ નિજ અંકમાં લઇ છુટે કેશે ચંદનકાષ્ટની ચિતા ઉપર ચઢી બેઠી.

હિન્દુ—ગણીકા ! યવન પ્રેમી, લાસ બે ફુંકી ગઇ,
વેશ્યા સતી થઇ નામના ઇતિહાસમાં મૂકી ગઈ.

હલકી જાતની હોવા છતાં પ્રેમના પવિત્ર અને ઉંડા રહસ્યને જાણનારી એ હિંદવાણી એક યવન **પ્રેમીની પૂંઠે** જીવતી ચિતામાં બળી મરી. ચિત્રલેખા હુસેનખાનનું શબ લઈ સતી થઇ. વેશ્યા છતાં પોતાનું નામ હિન્દના ઇતિહાસમાં અમર અંકાવી ગઇ.

## પુષ્પ—૩ જું. "સ્વામીભક્તિ."

"હા. હા. હા. હા. સ્ત્રીઓની માફક ઘરમાં ભરાઇ રહી, બાયલાની માફક લઢાઇ લડવાનું કહેતાં તમને શરમ નથી આવતી?" પરમાલનો પુત્ર બ્રહ્માજીત ગાજી ઉઠયો.

"રાજકુમાર ! અમારી સલાહ આમ છેકજ હસી કાઢવા જેવી નથી. પૃથ્વીરાજ ચૌહાણની સ્હામે સ્હામી છાતીએ બાથ ભીડવી એ કાંઇ રમત વાત નથી. સમજ્યા ?" ચંદેલનો વયોવૃદ્ધ સામંત મુછ પર હાથ નાખી બોલ્યો.

"સામંત ! હવે તમે ઘરડા થયા છો. બુન્દેલાની અજેય શમશેર ઝાલી ફેરવવા જેટલી શક્તિ હવે તમારા હાથમાં રહી નથી લાગતી, પૃથ્વીરાજ પ્રજાને ઘુંદતો મોંહોએ આવે, ત્યાં સુધી શું આપણે બાયડીઓની માફક મોઢાં છુપાવી ઘરમાં બેસી રહેવું એમ ?"

"બેશક. અન્નદાતા ! અમારી સલાહ રાજ્યના હિતને માટે છે, કાંઇ અહિતને માટે નથી."

"તમારી સલાહ તમારી પાસે રાખો. ચંદેલની વીરભૂમિના ખોળામાં રમેલા રાજપુતોને તમારી આવી નિર્બળ અને નિર્માલ્ય સલાહની કશી પણ જરૂર નથી. શું પૃથ્વીરાજે હાથમાં ઢાલ તરવાર ઝાલી છે, અને તમે શું કંકણો પ્હેરી બેઠાં છો ? શરમાવ ! શરમાવ ! વીર રજપુતાણીનાં દુધ પીધેલાં અને વીરાંગનાની કૂખે જન્મેલા રજપુત બચ્ચાના મુખમાં આવા કાયર શબ્દો ન શોભે !"

"કુમાર ! આ વખત બરોબરી કે સાહસ કરવાનો નથી. પૃથ્
રાજ ચૌહાણ સામુ તરવાર ઉચકવી, એ કાંઇ હાંસીખેલની ‹
નથી. સુતેલા સિંહને અને સાપને છંછેડવા બરાબર છે. માટે મ્હ
કહ્યું માની કિલ્લામાં રહીનેજ રાજનગરનું રક્ષણ કરો. નહી તો પસ્તાશે
ખત્તા ખાશો."

"તે વખતે જોઇ લઇશું. સામંત ! અમે કાંઇ તમારી માફક ચ
ચણીયા નથી પહેર્યા ! ચુંદડી નથી ઓઢી ! ચૂડીઓથી હાથને ‑
શણગાર્યા.

યુવાનીના ઉછળતા હાથમાં સમશેર ઝાલી છે,
સામંતઃ—તમંચો તાકશો તોપણ તમારો પ્હાર ખાલી છે.
કુમારઃ—તમે જોજો ! રમે કેવા રણે ચંદેલના વીરા,
સામંતઃ—ભલે ! બાપુ ! જગત્ જોશે જરા ધીરા પડો ધીરા.
કુમારઃ—જીતીને આવશું જ્યારે તમારા મ્હોં થશે કાળા,
સામંતઃ—ફરી બુદ્ધિ તમારી ને દીસે છે મ્હોતના ચાળા.
અહા ચંદેલ ભૂમિને વળ્યા છે કાળનાં જાળાં,
મરાશે હારશો ત્યારે શરમના મુખ પર તાળા.

કુમાર ! કુમાર ! તમારાં શબ્દો મ્હને હાડોહાડ લાગ્યાં છે. અ‹
તો મ્હારી સલાહ તમને કડવી ઝેર જેવી લાગે છે, પરંતુ જ
માતૃભૂમિ ચંદેલની ઉપર પૃથ્વીરાજ ચૌહાણનો વાવટો ફરફરતો જે
ત્યારેજ તમારી શુદ્ધબુદ્ધ ઠેકાણે આવશે. આ વયોવૃદ્ધ સામંતના એક
શબ્દો તમને તે વખતે સાંભરશે.

તમે નથી બોલતા આ પણ તમારૂં મ્હોત બોલે છે,
અચળ ચંદેલના સિંહાસનો ને તાજ ડોલે છે.

તામારા શૌર્ય ! સત્તાનું ! હવે આયુષ્ય ખૂટયું છે,
તમારી ભૂમિનું ભાવિ હવે સમજો કે ફૂટયું છે.

*　　*　　*　　*

ચન્દેલની ભૂમિ તમારી માત આજ રાંડશે,
એને સતી થાવા હવે ચિતા રચાવા માંડશે,
કયાં તો બની વિધવા બિચારી પેટ ભરવા ખાંડશે,
જો જો જનેતા થઇ તમારી સગ્ગી તમને છાંડશે.

કુમાર ! હજુ પણ સમજો. સમય છે. એક વાર પાસા હાથમાંથી છૂટયા પછી પાછા નહીં ઉપાડાય. આ રાજ્યના વફાદાર વૃદ્ધ સામંતના શબ્દો છેકજ કાઢી–હસી નાખવા જેવા નથી. એનું કંઈક માન રાખો."

"શાનું માન ! રાંડીરાંડ ડોસીને માફક, અગર તો તરતની પરણી આવેલી નવ–વધૂની માફક ઘૂમટો તાણી ઘરમાં બેસી રહેવાની સલાહનું માન રાખવું ? ના. ના. નહી બને.

પૃથુ–ચૌહાણને ઉત્તર અમારા હાથ આ દેશે,
જરા ચંદેલની તરવારનો પણ સ્વાદ (એ) લઈ લેશે.

**સામંત**:—બડાઇ બહુ નહી મારો મહીંથી અર્ધ જુઠી છે,
અસી ચંદેલની ચોહાણ પાસે છેક બુઠી છે.

*　　*　　*　　*

તમારી ધારણા જયની બધી એ ધૂળમાં મળશે,
ભલે બોલો બકો બહુ બહુ પરન્તુ કંઇ નહી વળશે.
બનીને ગર્વમાં ઘેલાં કુદો છો પણ નહી ફાવો,
વિજયની આશ તો નહી આ ભવે ! પેલા ભવે ફળશે."

"બસ કરો સામંત! હવે તમારા આ અમંગળ શબ્દો વધુવાર નહી સંખાય, નહી સંભળાય. એક શબ્દ પણ હવે જો આગળ બોલશો, તો જોવા જેવું થશે. માન સાચવવાનું તો બાજુએ રહ્યું, પરન્તુ અપમાન સ્હેવું ભારે પડશે."

"તો જાવ. તમારૂં ધાર્યું કરો. ધણીને સુજે એ ઢાંકણીમાં. અફસોસ!

> ચંદેલ! મ્હારા દેશ! ત્હારૂં પૂણ્ય પરવારી ગયું,
> આ વૃદ્ધનું હૈયું હવે હિંમત બધી હારી ગયું.
> પલટયો દિવસ! સન્માન વૃદ્ધ વડીલનું ખૂટી ગયું,
> સૌભાગ્ય મ્હારા દેશનું અફસોસ! હા! ફૂટી ગયું.

* * * *

> ખૂટી ગયું છે તેલ દીવો દેશનો બૂઝાઇ જશે.
> પરતંત્રતાના તિમિરમાં લોકો હવે મૂઝાઇ જશે.
> શોધાય છે ચંદેલના સૌભાગ્યની કંકોતરી,
> એ કાળ કંસારી બની અફસોસ! ખાશે કોતરી!

* * * *

> જન્મભૂમિ વ્હાલી હવે જનાર છે તું જેલ,
> છેલ્લી ચુમી લઈ લઉં! આજ ત્હને ચંદેલ.
> અગણિત વેળા મેં ત્હને છે હર્ષે વન્દેલ,
> આજ પ્રણામો આંસુના! ઓ મ્હારા ચંદેલ!

ઓ યુવાનીના ઉછળતા વેગમાં મસ્ત થયેલ નરવીરો વૃદ્ધના છેવટના બોલ યાદ રાખજો.

રાજા તમારો ને તમે પરલોકના ગામી થશો,
નક્કી તમારી હાર છે, નાહકના બદનામી થશો.
ચંદેલ પર ચૌહાણની સત્તા બધે જામી જશે,
દિલ્હીપતિ ચોહાણ તે ચંદેલનો સ્વામી થશે.

× × × ×

વિજયી પૃથુ–ચૌહાણ અહીંયા વાવટો ફરકાવશે,
એ વિજયવન્તા વીરની જય ! દેશ આ ગરજાવશે.
સિક્કો તમારા રાજમાં એ વીર–નરનો લાગશે,
ડંકો તમારા દેશ પર દિલ્હીપતિનો વાગશે.

વિનાશકાળ વિમલ મતિ ! વિપરિત પલટાવે,
ગયો વખત ચાલ્યો જશે,(એ) પાછો નહિ આવે."

આટલા શબ્દો બોલી પોતાનું માનસાચવવા એ વયોવૃદ્ધ સામંત ચંદેલનો દરબાર છોડી ગયો.

* * * *

હાલનો બુંદેલખંડ તે પૂર્વ કાળે ચંદેલ કહેવાતો હતો. ચંદેલના ન્હાના રાજ્યનો બાયલો રાજા પરમાલ કનોજના રાઠોડ રાજાને ખંડણી ભરતો હતો. પરન્તુ રાજ્યના સ્તંભવડે ચંદેલનું માન જાળવી રાખનાર રાજ્યના કર્તાહર્તા બે વીર બંધુ ઉદો અને આલ્હ, કોઇને મચક આપતા ન્હોતા.

વીર આલ્હે મુસલમાનોને દસ દસ વાર મારી હઠાવી; રેવાકાંઠાનો મુલક ચંદેલના રાજ્ય સાથે જોડી દઇ, અક્ષય કીર્તિ સંપાદાન કરી હતી. ઉદો રાજ્યકારભારીનું કામ કરતો, જ્યારે આલ્હ સેનાપતિનું કામ કરતો.

પરન્તુ જ્યારે આ બે વીર બંધુના ના કહ્યા છતાં પણ કાયા કાંનના રાજાએ હલકા ખુશામતીઆઓની અક્કલે દોરવાઇ જૂના સરદારો અને સૈનિકોની કતલ કરી, ત્યારે રાજ્યના સ્તંભરૂપ નીતિવાન આલ્હ અને ઉદાના મન ઉંચા થયાં.

આ બે બંધુઓના યશોગાનથી બળતા સામંતોએ કાયકાનના રાજાને ઉશ્કેરી આલ્હનો વીર અશ્વ રાજા પાસે મંગાવ્યો. માતાની શિખામણથી આલ્હે તે આપવા ના પાડી. ટૂંકી બુદ્ધિના રાજા પરમાલે આ ઉપરથી ક્રોધે ભરાઈ ઉભય બંધુઓને દેશવટો દીધો.

પરમાલની રાણી વીરાંગના મલ્હનદેવી બહુજ ચતુર અને શાણી હોઇ આલ્હ અને ઉદાની કિંમત સમજતી હતી. પોતાના પતિદેવને આ અઘટિત પગલું ભરતાં અટકાવવા તેણે બહુ બહુ કર્યું, પરન્તુ ઓછી બુદ્ધિના અભિમાની સત્તાધિશના મગજમાં એ વાત કેમ કરી નજ ઉતરી.

આલ્હ અને ઉદાની સાથે જવા ચંદેલના ઘણાય શૂરવીરો તૈયાર થયાં. આ બધાને, પોતાની વૃદ્ધ માતા તથા પત્નીઓ સહ લઇ ઉભય બંધુ કનોજ ગયા. જયચંદ્ર રાજાએ તેમની યોગ્ય કદર કરી મ્હોટી અને માનવંતી સરદારી સોંપી.

* * * * *

જ્યારે ચંદેલના રાજ્ય દરબારમાં આજે પૃથ્વીરાજ ચૌહાણનો દૂત યુદ્ધના સમાચાર લઇ આવ્યો, ત્યારેજ પરમાલની આંખ ઉઘડી. આલ્હ અને ઉદા હવે તેને સાંભર્યાં. રાણી મલ્હનદેવી એક વાર ફરી પોતાના પતિને કનોજમાંથી એ બેઉ બંધુઓને સમજાવી પાછા બોલાવી મંગાવવાની સલાહ આપી. પરન્તુ પરમાલ રાજાની પડતી

દશા પાસે આવેલી હોવાથી તેને એમાં ન્હાનમ્ લાગી. રાણીની વાત તેણે ન ગણકારી—તુચ્છકારી કાઢી—હસી કાઢી.

ચંદેલના દરબારમાં 'પૃથ્વીરાજ ચૌહાણની ટક્કર લેવા શા શા ઉપાયો યોજવા'? એ વિષે ખાનગી ચર્ચા ચાલી. જેમાં આપણે જોઇ ગયા કે રાજ્યના મહા જુના, નિમકહલાલ,દીર્ઘદ્રષ્ટિવાન તથા વયોવૃદ્ધ સામંતે સમય વિચારી કિલ્લામાં રહીનેજ રાજનગરનું સંરક્ષણ કરવાની સલાહ આપી.

પરન્તુ ચંદેલ નરેશના ઉછાંછળા અને યુવાન કુમાર બ્રહ્માજીતને તે ન રૂચી, અલબત્ત તે તેના બાપ જેવો બાયલો ન્હોતો, પરન્તુ રણકૂશળ અને શૂરવીર હતો, છતાં પણ વૃદ્ધ સામંતની સલાહ હસી કાઢી, એ તેણે મૂર્ખાઇભર્યુંજ કર્યું.

એકજ આંખે જોનાર, કેવળ તરવારજ ફેરવી જાણનાર,બ્રહ્માજીતને સામંતની પાકટ અને દીર્ઘદર્શી બુદ્ધિનો ખ્યાલ કયાંથી આવે? વાદવિવાદને અંતે સામંત બિચારો સભા છોડી ગયો.

ચંદેલના સૈન્યની સરદારી બ્રહ્માજીતે લીધી. પૃથ્વીરાજ ચૌહાણની સ્હામે તેણે ખુલ્લા રણમેદાનમાં એક રજપૂત શૂરવીરને છાજે એમ જબરી બાથ ભીડી. પરન્તુ કયાં દિલ્હીનું સાગરસમાન વિશાળ સૈન્ય! અને ક્યાં ચંદેલનું ન્હાનું સરખું રાજ્ય! ન્હાનુ સરખું સૈન્ય!

ચંદેલ રાજ્યના બે શૂરા સ્થંભો અરિસિંહ અને વૈરસિંહ અપૂર્વ પરાક્રમ કરી રણમાં રોળાયા. બ્રહ્માજીત હિમ્મતપૂર્વક લઢયો, પરન્તુ હાર્યો અને ન્હાઠો.

ફરી રાજ્ય-દરબાર ભરાયો. રહ્યા સહ્યા રાજના સામંતો,પિતા પુત્ર, અને રાણી મલ્હનદેવીએ છેલ્લી વારને માટે ગુપ્ત મંત્રણા કરવા

માંડી. અંતે રાણીથી ન રહેવાયું. તે ઉભી થઇ. વીરતાથી નીગળતે સાદે તે ગર્જી.

"ચંદેલના સ્વામી ! હજુ પણ મ્હારૂં કહ્યું માનો. ચંદેલનો હોલવાઇ જતો જીવન--દીપક સચેત રાખવો હોય,તો કનોજમાં ગયેલા, દેશપાર થએલા, એ બે મહા વીર બંધુઓને પાછા બોલાવો."

બહૂજ રકઝક પછી રાણીનો ઠરાવ પસાર થયો. એક શૂરવીર સામંત કનોજના રાજા ઉપર નમ્રતાભર્યો વિનંતીપત્ર લઇ ઉદા અને આલ્હને તેડવા દોડયો.

રાણીની શિખામણ મુજબ પરમાલે પૃથ્વીરાજ પાસે યુદ્ધની પુનઃ તૈયારી કરવા બે માસની મહેતલ માગી. સચ્ચા રજપૂત—વીરે એ મુદ્દત ખુશીથી આપી.

× × × × ×

ઉદા અને આલ્હ ચંદેલ નરેશનો પત્ર વાંચતાંજ પ્રેમ–ભીના થઇ ગયાં. પોતાની જન્મભૂમિની હાકલે અપમાન અને વૈર બંને વીસારી દીધાં. કનોજપતિ પાસે જઇ આલ્હે ગળગળે કંઠે સ્વદેશ જવાની રજા માગી. પેલો પત્ર તેના હાથમાં મૂકયો.

પૃથ્વીરાજનો દુશ્મન જયચંદ્ર રાઠોડ આ સોનેરી તકનો લાભ લેવા ન ચૂકયો. ઉદા અને આલ્હને તેણે ખુશીથી રજા આપી, એટલુંજ નહી, પરન્તુ પૃથ્વીરાજ ચૌહાણને રણભૂમિમાંથી કલંકિત કરી, પાછો વાળી, નીચું જોવડાવવા પોતાના દસ શુરા સરદારો અને વીસ હજાર પાયદલ ચંદેલની કુમકે આપ્યા.

મોહોબાગાં આ શુભ વર્તમાન આવતાંજ પરમાલ સામૈયું કરી સ્હામો ગયો. પોતાના જુના રાજ્યકારભારીઓના ગદ્‌ગદ્ કંઠે સ્વાગત કરી તે ભેટી પડયો.

ઉદા અને આલ્હે અડિલમાં પગ મૂક્યો, કે તરતજ યુદ્ધની નોબત ગડગડી. પૃથ્વીરાજ સાથે બાથ ભીડવામાં પરિણામ શું આવનાર છે ? એ આ બંને બંધુઓ પ્હેલેથી જાણતા હતા. રાજ્યનો વંશ રહે, એ આશયે તેમણે બ્રહ્માજીતને યુદ્ધમાં ન આવવા સમજાવ્યા. પરન્તુ વીર રજપુતાણી મલ્હનદેવીને કૂખે પાકેલા એ નીડર કુમારે નમતું ન આપ્યું. પુંઠ બતાવી ભીખ માગેલી રાજ્યગાદી ઉપર બેસવા તથા પોતાની વીર જનેતાનું ધાવણુ લજવવા, તેણે સાફ ના પાડી.

માતા દેવળદેવીની રજા લઇ આલ્હ વીરાંગના સુલક્ષણાને દ્વારે આવ્યો. નિઃસંતાન એવી પ્રિયાની છેવટની ઇચ્છા પરિપૂર્ણ કરી તેણે રણમાળ પ્હેરી. પત્નીએ પતિને વિજય તિલક કર્યું."આર્યા દેવળદેવીની કૂખને શોભાવજો. નાથ ! મ્હારામાં મન ન રાખશો. અપ્સરા આપને વરવા સ્વર્ગમાં વરમાળ લઇ તમારી પસે આવે, તે પ્હેલાં તો હું તમને આવી મળીશ."

પ્રેમાળ ભાર્યાની રજા લઈ એક છેવટની ચુમી સાથે આલ્હે હણહણતી ઘોડીની પેંગડામાં પગ મૂક્યો. એટલામાં ઉદો ત્યાં આવી પહોંચ્યો. ઉભય બંધુઓએ સૈન્ય સાથે રણભૂમિમાં ઘોડીઓને પૂરપાટ મારી મુકી.

પૃથુના કાકા કન્હ ચૌહાણને રણમાં કાળદૂત જેવો ભાળતાં પરમાલ રાજાના છક્કા છુટી ગયા. તેણે પોતાના પુત્રને તથા ઉદા અને આલ્હને ગમે તે પ્રકારે સંધી કરી નાખવા કહ્યું. પરન્તુ રણે ચઢેલા રણવીરોએ રાજાજીનું બોલવું લક્ષમાં ન લીધું. "મહારાજ ! રણે ચઢેલો રજપુત બચ્ચો પીઠ બતાવે,તો પછી થઇ રહ્યું.એ અક્કલ પ્હેલાં પ્હોંચાડવી હતી, હવે કામ ન આવે.હવે તો મરવું ક્યાં મારવા,

એમાંથી એક મ્યાન બ્હાર નિકળેલી તરવાર હવે રંગાયા વિના એમને એમ ખાલી કદાપી પાછી નહી સરે તે નહીજ સરે."

નામર્દ પરમાલથી યુદ્ધમાં વધારે ન ટકાયું. તે તુર્તજ પીઠ બતાવી ન્હાસી ગયો. યુદ્ધના રણવાજા વાગ્યાં. ઉભય સેના એકેક ઉપર તૂટી પડી.

કનોજના સૈન્યે અને જયચંદના ભત્રિજાએ અક્ષયકિર્તિ પ્રાપ્ત કરવાને ખરેખરો રણજંગ ખેલ્યો. જો હારે તો કનોજના નામને લાંછન લાગે એમ હતું. જીવને બાજુએ મૂકી મરણીયા કનોજના સૈન્ય અમર યશના ભાગી થવા કાળો કેર વર્તાવ્યો. સરદાર તાઝીમખાને કન્હ ચૌહાણ ઉપર ઘા કરી તેને મૂર્છિત કર્યો.

પરન્તુ એટલામાંજ એકાએક રંગ પલટાયો. મરણીયા થઇ લઢી રહેલાં કનોજના સૈન્ય ઉપર દેવીભક્ત ચામુંડરાય હર હર મહાદેવ ગરજાવતો તૂટી પડ્યો. બાજીનો રંગ બદલાયો. ચૌહાણોએ વીરહાક વગાડી. તેમને શૂર ચઢ્યું, જ્યારે કનોજીયાઓ ઘાસની માફક કપાઇ પાછા પગ ભરવા લાગ્યા.

ચૌહાણોને વિજયશ્રી પ્રાપ્ત થઇ, એ વીર આલ્હથી ન જોવાયું. પોતાની પાણીદાર ઘોડીને ઠેકડે મારી તે જીવ કટોકટની બાજી ખેલતો ચૌહાણોના તીડનાં ટોળાની મધ્યસ્થમાં ઘુસ્યો. એની સમશેરનો ઝપાટો કંઇ ઓરજ હતો.

બીજી બાજુ બ્રહ્માજીત પણ જીવન મરણની પરવા છોડી ચંદેલનો રાજ્યમુકુટ, રાજ્યલક્ષ્મી અને રાજ્યકિર્તિ સાચવવા સાક્ષાત્ કાળનો અવતાર ધરી ભીષણ કતલ ચલાવી રહ્યો હતો. એટલામાં મૂર્છામાંથી ઉઠેલા કન્હ ચૌહાણે બ્રહ્માજીતનું માથુ સમશેરને એકજ ઝટકે ધડથી જુદું કર્યું.

રાજકુંવરને ધરણી પર ઢળતો ઉદાથી ન જોવાયો. બીજીજ પળે કાકા કન્હને એ વીરનરે ઘાયલ કરી રણમાં સુવડાવ્યો, અને જોત-જોતામાં કયમાસની ગરદન ઉપર તીખી તરવારનો ફટકો લગાવ્યો, પરન્તુ ચંદેલનો દિવસજ વાંકો હતો, તેમાં કોઇ શું કરે ? ચાલાક પડીહાર રાજાએ પાછળથી આવી ખરી અણીને વખતે ઉદાને ધરા-શાયી કરી કયમાસનો અસ્ત પામતો પ્રાણભાનુ અટકાવી દીધો.

રાજકુંવર તેમજ સગ્ગા ભાઇને રણમાં સુતાં જોયાં, એટલે પછી આલ્હની સમશેરનો સુસવાટો શું પુછવો ? એ પરાક્રમી વીરલાની આંખમાંથી અગ્નિના અંગારા ઝરવા લાગ્યાં. એ મરણીયા મહાવીરની તરવાર પાસે કોઇ ન ટકયું. બધાંએ હિંમત છોડી. ચૌહાણ–સેનામાં એ સાહસિક અને ક્રોધાંધ **વીર આલ્હે** હાહાકાર વર્તાવી દીધો.

જ્યારે કોઈ પણ સરદાર આલ્હની બરોબરી કરી શકયો નહી, ત્યારે ચંદ બારોટે આતતાઈ ચૌહાણને ચઢાવીને એની સ્હામે પડવા ઉશ્કેર્યો. કાલિકાના હાથવાળા આતતાઇએ આલ્હની સ્હામે તરવાર તાણી. આલ્હ કાંઇ એને ગાંજ્યો જાય એવો ન્હોતો, પરન્તુ એનો દિવસજ વાંકો હતો, એટલે એ નિરાશ થઇ ગયો, ચંદેલનો એક પણ માણસ એની ઓથે ઉભો રહેવા ન્હોતો રહ્યો. ચૌહાણના અથાગ સૈન્યની વચમાં એકલો આલ્હ મેંઢાના ટોળામાં દિવાના અને મસ્તાના કેશરીની માફક ચારે બાજુ ઘૂમી રહ્યો હતો. એનું અંગ લોહીથી લદબદ થઇ ગયું હતું. ત્યાં ઘાની ગણત્રીનું તો પૂછવુંજ શું ! તેના હાથ છેવટ થાકયા. અંગે અંગમાંથી લોહીની ધારા છુટે છે. એવા આલ્હે ચંદેલનું ખાધેલું અન્ન આજ બરાબર–જરેજર વસૂલ કર્યું. અફસોસ !' ઉચ્ચારતાં અંતે તેણે તરવાર ફેંકી દીધી. ધનુષ્યબાણ

ભાંગી જમીન ઉપર નાખી દીધા. વાંકી વિધાતાની સ્હામે લડવા તે ન થોભ્યો. ઘોડાની ઠેકડી મારી એ વીરનર હજારોના સૈન્યમાંથી એમને એમ આબાદ રણભૂમિ છોડી ન્હાસી ગયો. સૌ કોઇ એને "એ જાય એ જાય." બોલતાં જતો જોતા રહ્યાં. પણ પાછળ પડી પકડી લાવવાની કોઇની હિંમત ન ચાલી. "જીવતાં હઇશું તો ફરી જોઈ લેવાશે—જીવતો નર ભદ્રા પામે." એમ તેના મનમાં હતું. પરન્તુ ઇતિહાસને પાને ફરી એના દર્શન ન થયા.×

સ્વામીભક્ત સેવકે **સ્વામીભક્તિ** બજાવવામાં તો કંઇજ કસર ન રાખી, પરન્તુ ચંદેલની રૂઠેલી ભાગ્યદેવીને તે આટઆટલા વીર–બળિદાને પણ પ્રસન્ન કરી શકયો નહી. ચંદેલ પડયું, અને પૃથ્વીરાજ જીત્યો, પરન્તુ કંઈ કેટલા શૂરા સામંતો અને હજારો વીર સેવકોના રૂધીર રેડાયાં પછી.

આ યુદ્ધમાં પૃથ્વીરાજ ચૌહાણ પોતે પણ એક વીર આલ્હના ઘાથી ઘવાઇ અચેત થઈ રણભૂમિમાં પડયો હતો. તેની પાસે ઘવાયલો વીર સરદાર સંજમરાય પડયો હતો. એટલામાં એક ગીધ પક્ષી આવી પૃથ્વીરાજના અચેતન દેહ ઉપર બેઠું.

પોતાના સ્વામી–સમ્રાટની આંખો ફોડવા જતાં એ ગીધને રામગુરૂએ આવી ઉડાડયું, ત્યાં સુધી સંજમરાયે પોતાના શરીરમાંથી માંસના લોચા કાપી કાપીને–નાખી નાખીને તેને ખવરાવ્યા કર્યા પૃથ્વી-

---

× પૃથુરાજ રાસામાં ચંદ બારોટે આલ્હ ન્હાસી ગયો એમ લખ્યું છે, પરન્તુ આલ્હ જેવો વીર યોદ્ધો પીઠ બતાવી ન્હાસી જાય, એમ ઇતિહાસકારો તથા લેખક નથી માનતા, અને તેથી એમ પણ મનાય છે, કે આલ્હે યુદ્ધભૂમિમાંજ પોતાના પ્રાણ છોડયા હતા.

રાજાનો પ્રાણ એ સ્વામીભક્ત સેવકે બચાવ્યો. મરતાં મરતાં પણ એ વીર સરદાર આ એક એવી તો અદ્વિતીય રાજ્યભક્તિ–સ્વામીભક્તિ બતાવતો ગયો, કે જેના દ્રષ્ટાંતનો જોટો આજે દુનિયાના કોઇ પણ ઇતિહાસને પાને બીજે એકેય ન મળી શકે !

પરમાલ રાજાને પકડવા ચામુંડરાય કલિંજર ગયો. પરમાલ પકડાયો, અને તેણે પૃથ્વીની સર્વોપરિ સત્તા કબુલ રાખી મશતક નમાવ્યું. ઉદાર દીલે પૃથુએ એને માફી આપી. મોહોબામાં પોતાના એક વિશ્વાસુ સેવકને પરમાલ ઉપર પૂરતું ધ્યાન રાખવાને, તથા ખંડણી વસુલ કરવાને મૂકી પૃથ્વીરાજ દિલ્હી પાછો ફર્યો. નામર્દ પરમાલ રાજાએ ચંદેલની ગાદી પાછી શોભાવી, પરન્તુ એ બાહુબળથી નહી ! ભીખ માગીને ! દયાદાનમાં મેળવીને !

' ચંદેલભૂમિએ વિજય વરમાળા પૃથ્વીરાજના કંઠમાં આરોપી. તથા કનોજના સૈન્યનો ભૂકો નીકળી ગયો. એ વાત જયચંદ્ર રાઠોડને કાને જતાંજ તેના હૈયામાં તેલ રેડાયું. પૃથ્વીરાજ ઉપરના વૈરે પોતાની આ નામોશીભરેલી હારથી ગંભીર રૂપ પકડયું.

એટલામાં વળી પાછો ગુજરાતનો નાથ ભોળો ભીમદેવ કમ્મર કસી ઉભો થયો. પૃથ્વીરાજ ચૌહાણને એજ વખતે પિતા સોમેશ્વર સાંભર્યા. પિતાના લોહી રેડયાનો બદલો આ વેળા ભીમદેવનુ લોહી વહાવી પૂરેપૂરો વાળવા તેણે દ્રઢ નિશ્ચય કરી નાખ્યો.

## પુષ્પ ૪ થું. "વેર વસુલ"

"ગુર્જરેશ્વર! ગજબ થયો." દિલ્હીથી છૂપી ખબર લઇ આવેલા ગુજરાતના નાથ ભીમદેવના ગુપ્તચરે આવી દરબારમાં અચાનક આ શબ્દો સંભળાવ્યા.

"ગજબ! શાનો ગજબ? કેવો ગજબ!" ગુર્જરેશ્વર તરવાર તાણી ગર્જી ઉઠ્યો.

"બાપૂ! બુંદેલખંડ ઉપર વિજય મેળવી પાછા ફરેલા પૃથ્વીરાજના દરબારમાં સોલંકીઓનુ મોઢું નીચું થઇ ગયું. અભિમાની કન્હ ચૌહાણે ભર્યાં દરબારમાં આપણું એટલે ગુજરાતનું નાક કાપી નાખ્યું."

"ઓહ! એવો તે શો બનાવ બન્યો છે?"

ચૌહાણરાયની સભામાં રાજપૂરાણી મહાભારત વાંચતા હતા. આ દરબારમાં આપનાથી નાખૂશ થઇ પૃથ્વીરાજને શરણે જઇ રહેલા આપના પિત્રાઇ ભાઇઓ પણ વિરાજમાન હતા. કથામાં ભારત—વીરોના પરાક્રમથી છલકાઇ જતાં પ્રતાપી સોલંકીએ ગુજરાતના ગૌરવનું જોમ ચઢી આવતાં પોતાની મૂછ ઉપર હાથ નાખ્યો. પૃથુના કાકા કન્હ ચૌહાણથી સોલંકીનો આ અવિનય ન સંખાયો. ગુજરાતનો ગર્વ તેને હાડોહાડ લાગી આવ્યો. મહારાજ! તરવારને એકજ ઝટકે તેમણે ભર્યાં દરબારમાં પ્રતાપસિંહનું માથું કાપી નાંખ્યું."

" ઓહ ! એટલું બધું ગુમાન ! સોલંકીઓનું આટલું હડહડતું અપમાન ! "

" હા મહારાજ ! ચૌહાણો ચંદેલની જીતથી છેકજ ફૂલાઈ ગયા છે. પ્રતાપસિંહનું લોહી દરબારમાં છંટાતા તમારા બાકીના છએ પિતરાઇ બંધુઓ કન્હની સ્હામે થયા. છેવટ તેમની પણ એજ દશા થઇ. "

" પૃથ્વીરાજ ! પૃથ્વીરાજ ! ભોળા ભીમદેવના હાથનો સપાટો શું તું એટલામાંજ ભૂલી ગયો ? ફિકર નહી. એક રજપૂત બચ્ચો થઇને આવું નીચું હત્યારાનું કામ કર્યું ? ધિક્કાર છે. પૃથુ ! પૃથુ ! ત્હારા પરાક્રમી જીવનમાં લાગેલો આ કાળો ડાઘ કદી પણ નહી ભુંસાય."

" મહારાજ ! પાછળથી કન્હ અને પૃથુ બંને બહુ પસ્તાયા. પરન્તુ બનવાની તે બની ગઇ. "

" અને હજુ બાકી રહી હશે, તે હવે બનશે. એ અધુરી કથાના અધ્યાયો આપણે પૂરા કરશું. સેનાપતિ ! "

" મહારાજ. "

" આજને આજ ખંડીયા સામંત સરદારોની ઉપર પત્ર લખી સૈન્ય એકઠું કરો. તારાગઢના સુવર્ણકળશનો ચમકારો કાલે નજ દેખાવો જોઇએ ક્યાં તો કાલે આ ભીમ નહી, ક્યાં તો એ તારાગઢ નહી. તારાગઢ તોડયા વિના હવે આ ગુજરાતનું સિંહાસન ભીમદેવને નહી ખપે—નહી ગમે. "

યુદ્ધનો ડંકો વાગી ચૂક્યો, અને પૃથ્વીરાજ હજુ ભીમદેવની સ્હામે બાથ ભીડવા જેટલી તૈયારી કરે, તે પ્હેલાં તો તારાગઢ તૂટી ચુકયો. વાર શી !

ચોસઠ હજાર સૈનિકો લઇ પૃથ્વીરાજ ચૌહાણ પોતાના પિતાનું વૈર વાળવા-લેવા મહાપરાક્રમી ગુર્જરેશ્વરની સ્હામે ચઢયો. ભારત-વર્ષના બે મહાપ્રતાપી નરકેશરીઓ આજે છેવટનો નિકાલ લાવી નાખવા જીવ-જાન રણજંગ રમ્યા. મા ભારતીની ડાબી જમણી બે ભુજાઓ કુસંપને લઇ માંહોમાંહે લઢી કપાઇ મરી. પરિણામમાં છેવટ હતભાગીની હિન્દદેવીને લલાટે વૈધવ્યનો અમરપટો લખાયો.

પ્હેલેજ દિવસે પૃથ્વીરાજને જય મળ્યો. ગુજરાતનો સારંગ મકવાણો કન્હ ચૌહાણને હાથે અદ્‌ભુત શુરાતન બતાવી વીરગતિ પામ્યો.

પરન્તુ ગુર્જરેશ્વર આ હારથી નિરાશ બની ન્હાસી જાય એવો કાપુરૂપ ન્હોતો. સારંગ મકવાણાનું સ્થાન તેણે પોતે લીધું. 'યુદ્ધ કેવી રીતે ચલાવવું!' એ સંબંધી વિચાર કરવા તેણે પોતાના શુરવીર સામંતોનો એક ભવ્ય દરબાર ભર્યો.

તેજ વખતે પૃથ્વીરાજનો પ્રખ્યાત કવિ ચંદ બારોટ એકાએક ભીમદેવના દરબારમાં આવી પ્હોંચ્યો.

"ગુર્જરેશ્વરની જય હો !"

"પધારો ચંદ ! શું સંદેશો લાવ્યા છો !"

" સંદેશામાં આ ચાર વસ્તુ, એક નિસરણી, બીજી આ જાળ, ત્રીજી આ કોદાળી, અને ચોથો આ દીવો. "

" એનો શો અર્થ છે !"

" તમે જો આકાશમાં ચઢી જાવ, તો નીસરણી વડે નીચે ધસડી લાવવા. પાણીમાં પેસી જાવ, તો જાળ નાખી માછલીની માફક તમને પાણીમાંથી બ્હાર ખેંચી કાઢવા. પાતાળમાં પેસી જાવ તો,

આ કોદાળીથી ખોદી બ્હાર આણવાં. અને કોઇ અંધારી ગુફામાં કે ખૂણામાં સંતાઇ જાવ, તો આ દીવો લઇ શોધી કાઢવા. મ્હારા કે'વાનો ભાવાર્થ તમે કંઇ સમજ્યા ?"

"બારોટ ! પૃથ્વીરાજને જઇ એટલુંજ કહેજો, કે ત્હારો બાપ સોમેશ્વર રણમાં પડયો, ત્યારે આજ નીસરણી, આજ જાળ, આજ કોદાળી, અને આવા દીવા ક્યાં સંતાઇ ગયા હતા ? ચૌહાણોની તરવારો તે વખતે ક્યાં કાટ ખાઇ ગઇ હતી ? એ દિવસ સાંભરે છે ? કે ભૂલી ગયો ?" ભીમદેવે પણ સ્હામે એવાજ શબ્દ--શર છોડયાં.

ગુર્જરનાથ ! એક વાર જીત્યા, એટલે બધીજ વાર જીતશો, એમ માનવું ભૂલભરેલું છે. ચઢતી પડતી સૌ કોઇને છે. એ સમય ઔર હતો, આ સમય ઔર છે. જુની પુરાણી વાતોને રોજરોજ સંભારી મલકાયા કરવું એ મૂર્ખાઇભરેલું છે. જોજો કયાંક એ જયને ભરોસે બેસી રહેતા !" બારોટે મીઠી મજાક આરંભી.

"બસ કરો બારોટ ! જીભ વધારે લંબાવશો, તો ખેંચી કાઢવી પડશે. ગુર્જરેશ્વરની સમશેરથી હવે કાંઇ તમારો રાજા છેકજ અજાણ્યો નથી. રણદેવી તમારા રાજાને કંઠે વરમાળ આરોપવા કરતાં આ ભીમદેવનીજ ગ્રીવાજ વધારે પસંદ કરશે, એ ચોક્કસ માનજો." અભિમાની ભીમે લાલચોળ થઇ જવાબ દીધો.

"કોઇ જ્યોતિષી પાસે આગળથી ભવિષ્ય તો નથી જોવડાવ્યું ને !" પુનઃ ચંદે વાત હસવામાંજ ઉડાડી.

"અલ્યા ! તું કોણ ? જાતનો એક હલકો પામર બુદ્ધિનો બારોટ ! બચ્ચા. આ કંઇ એકલી જીભડી ચલાવવાનું કામ નથી. તરવાર ફેરવવી એટલે ખાવાના નહી, પરન્તુ ખાંડાના ખેલ છે. હાથ કંકણને આરસીની જરૂર ન હોય. મોરના ઈંડા કાંઇ ચીતરવા ન પડે !

જાવ. તમારા રાજાને જઇને ચોકખું સંભળાવી દયો, કે ગુર્જરેશ્વરે પોતાના અને તમારા બંનેના જોષ જોવડાવ્યા છે. સોમેશ્વર પુત્રનુ મુખ જોવા સ્વર્ગમાં તલસી રહ્યો છે. એને મળવા જવાની જલ્દી તૈયારી કરો."

ભીમના વચનોએ ભારોટના અંગેઅંગમાં ઝાળ ઉઠાડી. પૃથ્વીરાજની પાસે જઈ મદાંધ ભીમદેવના ગર્વિષ્ઠ–વચનો તેણે મરચું–મીઠું ભભેરી કહી નાખ્યા, ક્રોધથી રાતાપીળા બનેલ પૃથુના કાનમાં ઝેર રેડાયું. પૃથ્વીરાજ અને ભીમદેવ, દિલ્હીશ્વર અને ગુર્જરેશ્વર, રવિ અને સોમ સ્હામસ્હામાં રણમેદાનમાં ઉતર્યા.

રણભૂમિમાં ભોળા ભીમે પોતાની રણ–નિપૂણતા વડે પૃથ્વીરાજને ખરેખર છક્ક કરી દીધો. પરન્તુ ગુજરાતની વિધાતા વિપરિત હતી. નસીબમાં રંડાપો લખેલો, તે કેમ મિથ્યા થાય! કન્હ ચૌહાણે તથા પૃથુએ મળી અંતે એ વીર વનરાજ ભીમદેવનો મહામહેનતે હંફાવી શિકાર કર્યો.

રણદેવીએ રણમાળ, અને વિજયશ્રીએ વિજયમાળ જ્યારે દિલ્હીપતિના ગળામાં આરોપી, ત્યારે સ્વર્ગથી વિમાન લઇ નીચે ઉતરી આવેલી અપ્સરાઓએ પોતપોતાની વરમાળ ગુર્જરેશ્વરની ગૌરવાંકિત ગ્રીવામાં અર્પી. હજારો વીરલ–વિભૂતિઓના ભોગે ચોહાણ વીર જીત્યો. ગુજરાત એના હાથમાં ગયું.*

---

* પૃથ્વીરાજ રાસામાં વર્ણવેલી આ વાત ઇતિહાસ—કર્તાઓ સાચી નથી માનતા. ચંદે પૃથુના ગુણ ગાવા ખાતર, અને સારૂં લગાડવા માટેજ ભીમની હાર, અને મૃત્યુ આવી રીતે ચિતર્યાં છે. બાકી ખરી રીતે તો ભીમદેવ યુદ્ધમાંથી જીવતો બચી ન્હાસી જવા પામ્યો હતો.

આ રીતે પૃથ્વીરાજે પિતાનું વેર વસૂલ કર્યું. યુદ્ધસ્થાને એક અમર જયસ્તંભ બંધાવવાનો હુકમ આપી પૃથ્વીરાજ ચાલુક્યોનું પાટનગર અને ગુજરાતની શોભા જોવા અણહિલપુર પાટણ ગયો. ભીમદેવનો બાદશાહી વૈભવ અને સહસ્ત્રલિંગાદી સરોવર જોઇ તે આશ્ચર્ય પામ્યો. ગુજરાત અને પાટણના શહેરીઓએ પરાક્રમી પૃથ્વી-રાજને પુષ્કળ માન આપ્યું.

વિજેતા પૃથુએ ગુજરાતના સિંહાસન ઉપર પ્રેમથી છલકાતે હૈયે પગ મૂક્યો. આ વિજયની ખુશાલીમાં ભરાયલા ગુજરાતના દર-બારમાં પાટણની પ્રખ્યાત રાજગણિકાએ પોતાનો અનુપમ મુજરો રજુ કર્યો. પોતાનું સ્થાન સાચવવા કર્ણાટકથી લઇ આવેલી એક ચતુર છોકરી કર્ણાટકી તેણે ચૌહાણ--નરેશને ચરણે ભેટ ધરી.

વિચિત્ર વેશ પરિધાન કરી, વિચિત્ર વસ્તુ હાથમાં લઇ વિચિત્ર રીતે રાજ્યદરબારમાં ઉભેલી નવયૌવના કર્ણાટકીના સૌન્દર્ય--સૂર્યને પૃથ્વીરાજ એકીટશે જોઇ રહ્યો.

ગુજરાતની ચતુર રાજ્યગણિકાને હાથે ઉમદા શિક્ષણ પામેલી કર્ણાટકી દિલ્હીપતિ પૃથ્વીરાજ ચૌહાણની પરીક્ષા કરવા આવી હતી. ઉભયની ચારે આંખો પળભર અકેકને જોઇ રહી. અલૌકિક અને આકર્ષક એવાં એ પાપણના પલકારામાં કોઇ અનેરાં અંતરના વિદ્યુત ચમકારાં હતાં! એને તો અનુભવીજ ઓળખે!

# પુષ્પ ૫:—મું. "કુમારી કર્ણાટકી."

—:ગાયન:—

આ દુનિયામાં...... ..કેમ બિચારાં...
કૂમળાં દિલ કરમાય?
કહોને...કૂમળાં દિલ કરમાય?
બહુએ વિચાર્યું.....,તો પણ એનું...કારણ નહી...રે...કળાય,
મ્હને કંઇ કારણ નહિ એ કળાય...આ.
કળીઓ પણ કૂમળી કરમાતી! કન્યાઓ કૂમળી શરમાતી! (૨)
હું તમને પૂછું છું શાથી?...સમજાવો...સમજાય......
તમોને (જો) ભેદભરમ (એનો) સમજાય...કહોને...
કોઈ કહે કૂમારાં! (તો) કોઇ કહે પરણેલાં! અંતરમાં પસ્તાય,(૧)
અનુભવથી કોઈ કે'જો મ્હને કે:—(એમાં) આપનો શું અભિપ્રાય?
ઉકેલો આંટી જો (એ) ઉકેલાય,
પામો એનો ભેદ જરાએ પમાય...કહોને...
આ દુનીયામાં દીલ અમારાં........શા સારૂ શરમાય? (૨)
કળીઓ કાચી કયમ કરમાય?...કહોને...
સહુને આમંત્રુ છું સુચવો...એનો કોઇ ઉપાય?
સરસ કોઇ શોધી એનો ઉપાય.
કૂમારાં કૂમળાં નહી કરમાય...
બિચારાં ખીલી લીલાં થાય...આ,

ગુજરાતના ગરવાં રાજ્યદરબારમાં આજે દિલ્હીપતિ પૃથ્વીરાજ જયોત્સવ ઉજવી રહ્યો હતો. ગુજરાતની પ્રખ્યાત રાજગણીકાને હાથે કેળવાયલી કળાવતી કુમારિકા કર્ણાટકી પોતાની સોળે કળાનો ભંડાર આજે અહીં લૂટાવી રહી હતી.

ખરેખર કર્ણાટકી તે કર્ણાટકીજ હતી. આછા ઘેરા અને ઘેરવાળા ગુલાબી રંગના કર્ણાટકી ઘાઘરા ઉપર ઉછળતી યુવાનીને ઢાંકવા તેણે તસતસતી આછી લીલાશ પડતા રંગની અર્ધ કંચુકી—પહેરેલી હતી. તે ઉપર અવશેષ અર્ધાંગ ઢાંકવા દક્ષિણી પ્હેરવેશ પ્રમાણે નાજુક ગ્રીવા ઉપરથી લઇ વક્ષઃસ્થળને ઢાંકતું બારીક કાળી મલમલનું આછું ઓઢણું તેણે નામનુંજ નાખ્યું હતું.

કામદેવની જાળ જેવાં એ આછા આછાં અણમૂલ ચીરોમાંથી પૂર્ણ વિકસિત એવા એના અંગેઅંગ દેખાતાં હતા. વીસથી બાવીસ વર્ષની ભરયુવાનીમાં ડોલતી એ ગૌરાંગી હંસલી પગલે પગલે રતીદેવીને પાણી ભરાવતી હતી. એના હાથ, પગ, અને હંસ—ગ્રીવા હીરા માણેક અને મોતીનાજ અલંકારોથી ઝગમગી રહ્યા હતાં. કમરે મણીમય કટીમેખલા, અને કંઠમાંથી કેડ ઉપર થઇ પગના ઢીંચણ પર્યંત ઝૂલતી મોતીની માળા તેના ડાબા હાથની અંગુલી સાથે સંતાકુકડીની—સરકવાની રમત રમી રહી હતી. તેનું માથુ ઉઘાડું હતું. મોતીની સેરો એની ઉપર ફુલની જાળ માફક પથરાઇ રહી હતી. લાંબી છૂટી કાળી ભ્રમર જેવી પુષ્પગ્રંથિત વેણી ગરદન ઉપર થઇ પૃષ્ટભાગે ડોલી રહી હતી

એના કપોલભાગમાં પૂર્ણિમાના ચંદ્રને પણ પળ ભર લજવે એવો ગોળ મનોહર કુમ કુમ ચંદ્રક હતો. નમણા નાકમાં ન્હાની શી ચમચમ થતી હીરાની ચુંક, અને કુમળા કાનમાં ચમકારા મારતા કર્ણફૂલો લટકી રહ્યાં હતાં.

તેનો જમણો હાથ તેના હસમુખા મોઢા ઉપર હતો.એની ટચલી આંગળી અર્ધખિલેલ હસિત વદનની ધવલ દંતપંક્તિ સાથે શરમાતી શરમાતી સ્નેહાળ વાતો કરી રહી હતી. આ નવયૌવના પૃથ્વીરાજ ચૌહાણ પાસે પ્હેલોજ મુજરો કરવા આવેલી હોઇ, એક કુમારીકાની માફક હજુ શરમાતી–નીચું નિહાળી ધરતી ખણતી હતી.

એની પૂંઠે એની પરિચારિકા પોતાના હાથમાં એક બા સુવર્ણનું પિંજર લઈ ઉભી રહેલી હતી. જેમાં એક ખૂબસુરત મેના હતી. રાજગણિકા પણ એક પડખે ઉભી રહી કર્ણાટકીનું કૌશલ જોઇ રહી હતી.

બહુ વાર થઇ, છતાં જ્યારે શર્મવશ કુમારી કર્ણાટકીના નાજુક બીડાયલા હોઠો ન ઉઘડયા, ત્યારે અધીર પૃથ્વીરાજજ સિંહાસનેથી નીચે ઉતરી બોલ્યો. " સુભાગી સુન્દરી ! ત્હારૂં શુભ નામ ! "

" કુમારી કર્ણાટકી. "

---

રૂપાની ઘંટડીનો રણકાર થયો. કર્ણાટકી આટલું કહેતાં દિલ્હી સમ્રાટને સ્હેજ ઝૂકી. એની નાજુક કમર કંઇક લ્હેંકી.

" વાહ્ વાહ્ ! કેવું સુન્દર નામ ! કર્ણાટકી ! તું હજુ કુમારી છે ?

" એનો જવાબ હું એક વખત આપી ચૂકી છું. "

" શા મધુરાં બોલ ! વારૂ ! સુન્દરી ! દરબારમાં આવ્યાં છતાં, અને હજુ તું કુમારિકા હોવા છતાં, માથે નથી ઓઢતી, એનું કાંઇ કારણ ?

"દિલ્હીપતિ ! હું યોગ્ય વરની શોધમાં છું.હજુ સુધી મ્હને જીતી માથે ઓઢાડે એવો વીરનર મ્હને કોઇ પણ નથી મળ્યો."

" ત્યારે શું તું યોગ્ય પતિની પરીક્ષા કરવા પર્યટન કરી રહી છે ?"

" જી. હા."

" અજબ ! વારૂ કુમારીકા ! ત્હારી પરીક્ષામાં બેસવા કાંઇ ફી ભરવી પડે છે, ખરી કે !"

" જી. હા."

" તે શી ?"

" ચતુરાઇની."

" બહુ સારૂં. અને કંઈ અમુક અભ્યાસ કે પ્રમાણપત્રની ( સર્ટીફીકેટ ) જરૂર પડે છે ખરી કે ?"

" કંઇક ખરી."

" એ કંઇક તે વળી શું ?"

"માનવ જીવનનો અભ્યાસ,સાથે સ્નેહઅને સદ્દગુણના પ્રમાણપત્રો."

" બીજુ કાંઇ ?"

" બસ એટલુંજ."

" ઠીક ! પરીક્ષક તમે પોતેજ છો, કે કોઇ બીજા ?"

" એ પરીક્ષા અપાવનારને જોવાનું નથી, પરીક્ષક કોણ છે! એ કાચા અભ્યાસીને જોવાનું તથા પૂછવાનું રહ્યું,"

" બરાબર છે. ઠીક ! તમારી પરીક્ષામાં પસાર થનારને કાંઇ ઇનામ મળે છે, ખરૂં કે ?"

"ત્યારે તમે ફળની ઇચ્છારહિત કામ કરનારા લાગતા નથી."

" નહીજી ! સેવક તો સંસારી દ્રષ્ટિવાળો અને સ્વાર્થી છે. એ શ્રી ગીતાના જ્ઞાન અને સંન્યાસને આપણાથી તો નહી અનુસરાય,. નહી ઉકેલાય. આપણે ફળની અભિલાષા રાખનારા તો પ્હેલા."

"ઠીક. એમ તો એમ. પાસ થશો તો ઇનામ પણ મળી રહેશે."

"મળી રહેશે નહી. કહો કે મળશેજ."

"મળશેજ. બસ. હવે રાજી થયા ?"

"કેવળ વચનમાં. બાકી ખરા રાજી તો ઇનામ હાથમાં આવશે, ત્યારેજ થઇશું."

"લ્યો. ત્યારે હવે કેટલી વાર છે ?"

"પરીક્ષક મહાશયા પ્રશ્ન પૂછે એટલીજ."

"તો જુઓ. દિલ્હીપતિ ! સાંભળો."

× × × ×

કર્ણાટકીએ દાસીના હાથમાંથી સુવર્ણ-પિંજર પોતાના હાથમાં લીધું. તે પૃથ્વીરાજને બતાવતાં તે બોલી.

"આ સુવર્ણપિંજરને હાથમાંથી છોડી દઉં, તો એ ભાંગી જાય ખરું કે નહી ?"

"કુમારી ! હૃદયના સજીવ પિંજરા તો જરૂર ભાંગી જાય. આ અચેતનને આંચ શાની આવે !"

"ભૂલમાં દ્વાર ખુલ્લું રહી જાય, અને આ મેના એમાંથી ઉડી જાય, તો શું થાય ?"

"એ સુના પિંજરા ! મેના ! મેના ! પોકારતાં પાગલ બની પોતાના પ્રેમી પ્રાણ પટકી નાખે."

"વારુ ! આ પિંજરમાં એક મેના તો છે, એમાં બીજી પાળીએ તો કાંઇ વાંધો ખરો કે ?"

"જરા પણ નહી. સદ્‌ગુણી અને સંસ્કારી મેના હોય, તો સગી બ્હેનની માફક સુખીથી એમાં સમાય."

"ત્યારે મ્હને આ ન્હાના સરખા પિંજરમાં પૂરાવું છે. બોલો તમે પૂરી શકશો ?"

"જરૂર. આવ ! મ્હારા હૃદય–પિંજરનું દ્વાર, કર્ણાટકી ! ત્હારે માટે ખુલ્લું છે. ત્હારી ફફડતી પાંખો બંધ કરી બબ્બે મેનાઓ સાથે તું પણ ત્રીજી આવી સમાઇ જા."

"મ્હારી મેના કુમારી છે.એને પરણાવી ઘર મંડાવી આપશો ?"

"ખુશીથી. સ્નેહનું હૃદય–મંદિર બનાવી આપું, પછી એમાં પ્રેમનો પોપટ સુખેથી પૂરી રાખો."

"કર્ણાટકીએ પોપટનું પાંજરૂં દાસીના હાથમાં પાછું સોંપ્યું. તે પછી તે બોલી. "મહારાજ ! હું લાખોના અણમૂલ વસ્ત્રાલંકારો પ્હેરી ફરૂં છું, છતાં જગત્ જ્યારે ને ત્યારે મ્હને નગ્નાંગ જુએ છે. તમારી પાસે મ્હારી એ એબ ઢાંકવા, અને જગતનું મોઢું બંધ કરવા કોઇ એવું દિવ્ય વસ્ત્ર–સાધન છે ? હોય તો પ્હેરાવો–બતાવો."

"ચતૂર બાળા ! ગણિકાના ઘરમાં વસતી એવી તું પવિત્રતા અને આબરૂના વસ્ત્ર વિના ઉઘાડી ફરે છે. હું ત્હારો હાથ ઝાલી ત્હને એ જરૂર પ્હેરાવીશ.

"મ્હને કોઇ એવો રક્ષક આપો કે જે ચોવીસે કલાક,રાતદિવસ ખડી તરવારે મ્હારો પ્હેરો ભરે. એક પળ પણ દૂર ન થવો જોઇએ. હરેક ક્ષણે ! અને સ્થળે હાજર."

"એ સતીનો શીયળ–ધર્મ, એ પણ ત્હને મળશે."

"તો આપી દયો ! લાવો એ પ્રણય–પિંજર ! એ આબરૂનું વસ્ત્ર ! અને એ ધર્મનો રક્ષક. મ્હને આપો ! મ્હારા ઉઘાડા માથા ઉપર આપના પવિત્ર કરકમળો વડે આ પાલવ ઢાંકો."

કર્ણાટકી પૃથ્વીરાજને ચરણે પડી. તેના માથાનો પાલવ દિલ્હી-પતિએ ઢાંકયો. સ્હેજ હસમુખે મોઢે પછી તે બોલ્યો:—

"કુમારીકા! તમારી પરીક્ષામાં હું પ્હેલે નંબરે પાસ થયો. હવે લાવો મ્હારૂં ઇનામ."

"મ્હારો હાથ."

"એનું શું કરૂં?"

"મ્હારૂં દીલ."

"એ તો હવે મ્હારૂંજ થઈ ગયું છે. તમારૂં રહ્યું છેજ કયાં? તમારી મેળેજ મ્હારા ચરણોમાં તમે એ ધરી દીધું છે."

"ત્યારે હવે બાકી શું છે? તમેજ કહો."

"વચન આપ, કે જે માંગો તે આપું."

"લ્યો વચન, થયું?"

પૃથ્વીરાજ ચૌહાણના હાથમાં કર્ણાટકીએ હાથ આપ્યો, એટલે પૃથ્વીરાજે કર્ણાટકીની પરીક્ષા કરવા કમરપટામાંથી કટાર ખેંચી કાઢી. "કર્ણાટકી! કહે વારૂ! આ કટારમાં કેટલું પાણી હશે?"

"વાપરનાર વાપરી શકે એટલું. મહારાજ! એ તો જેવો એનો વાપરનાર!"

"તેજ મ્હારે જોવું છે."

"પૂરેપૂરૂં બતાવું, કે સ્હેજ."

"નહી જેવું. નમુના તરીકે."

"તો જુઓ...તમારી કટારમાં આટલું પાણી છે."

પોતાની છાતી આગળ કર્ણાટકીએ કટાર ધરી. "જુઓ પાણી તો આટલું છે...પણ..."તે પછી તરતજ તેણે તે પાછી ઉગામી,

પોતાના ડાબા હાથની હથેલીમાં વિના વિલંબે ઘોંચી દીધી. "...આ એનો નહી જેવો નમુનો."

લોહીથી રંગાયલા કર્ણાટકીના હાથને પૃથુએ પોતાનુ મૂલ્યવાન શેલું ફાડી પાટો બાંધી દીધો. હૃદય સાથે એ કુમારીકાને ભીડી, કાન્તા–અર્ધાંગના પદની અધિકારીણી બનાવી દીધી.

" હવે ઇનામ માંગી લેવાની રજા છે!"

" ખુશીથી. "

પૃથુ પાસે દોડયો. કર્ણાટકીના કંઠમાં હાથ નાખી તેને હૃદય સરસી દાબી તેના ગુલાબી ગાલ ઉપર તેણે પરીક્ષાનુ મીઠું ઇનામ લઇ–ભરી લીધું. " બસ! આજ મ્હારૂં ઇનામ. અને તે મ્હને મળી ગયું."......" **એક મીઠી ચુમી.** "

વાંચક બંધુ! પૃથ્વીરાજની પરીક્ષા લેતાં પહેલાં દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો હતો, એ ત્હારે સમજી લેવાનું. કેવળ રાજ ગણીકા, પોપટનું પિંજરૂં લઇ ઉભેલી પરિચારિકા,કર્ણાટકી અને પૃથ્વીરાજ, એ સિવાય બીજું કોઇ પણ એ પરિક્ષાખંડમાં ન્હોતું.

મોજીલો પૃથ્વીરાજ ગુજરાતની પ્રખ્યાત નર્તકી કર્ણાટકીને લઇ અજમેર આવ્યો. ત્યાંથી તારાગઢનો કિલ્લો સમરાવી કર્ણાટકી સાથે આનન્દવિનોદ કરતો એ દિલ્હી આવી પહોંચ્યો.

દિલ્હી આવતાંજ કનોજથી આવેલો દૂત તેના દરબારમાં હાજર થયો. તેના હાથમાં પૃથ્વીરાજના મસિઆઇ ભાઇ એટલે કનોજ બળવાન વીર જયચંદ્ર રાઠોડની આમંત્રણ પત્રિકા હતી. પૃથ્વીરાજની આજ્ઞાથી સહુ કોઇ સાંભળે એમ પ્રધાન કયમાસે તે વાંચવા માંડી.

# પુષ્પ છઠ્ઠું.—✻—"વિપરિત વિધાતા"

ગુજરાતનો ભડવીર ભાગ્યવિધાતા **ભીમદેવ** રણમાં પડયો, અને કનોજનું સૈન્ય ચૌહાણોને હાથે કપાઇ ગયું, એ માઠા સમાચારે પૃથ્વીરાજ ચૌહાણ ઉપર જયચંદ્ર રાઠોડની ચાર આંખો કરી. એવામાં વિજયથી ફૂલાયલા પૃથ્વીરાજે **ભારતવર્ષ**ના અન્ય બળવાન રાજાઓની ઉપેક્ષા કરી ચક્રવર્તીપદ ધારણ કર્યું.

"પૃથ્વીરાજ ચૌહાણે સર્વભૌમ—પદ ધારણ કર્યું," એ વાત ભાટો દ્વારા જ્યારે કનોજના રાજા જયચંદ્રને કાને ગઇ, ત્યારે ઇર્ષાની ધુંધવાતી આગ તેના રોમેરોમનાં ભડભડાટ સળગી ઉઠી. પોતાની મહત્તાને સર્વોપરિ તરિકે કબુલાવવા તેણે ધર્મરાજ યુધિષ્ઠિર જેવો મહા રાજસૂય—યજ્ઞ કરવા નિશ્ચય કર્યો.

રાજાના વયોવૃદ્ધ અને વિચારશિલ પ્રધાન સુમતિએ આવા કળિકાળમાં આ યજ્ઞ ન કરવા જયચંદ્રને ઘણો સમજાવ્યો, છતાં તેની વાંકી વિધાતાએ તેને ભૂલાવ્યો. અમાત્યની સલાહની અવગણના કરી તેણે દેશેદેશના ખંડીયા રાજાઓને આ રાજસૂય યજ્ઞમાં કાન્યકુબ્જ પધારવા કંકોતરીઓ લખી નાખી.

પતિતપાવની ગંગાને પવિત્ર આરે કનોજપતિના એક પછી એક સ્વાગત તંબુઓ ઠોકાયા. ખંડીયા રાજાઓ જયચંદ્રની પત્રિકાને માન આપી પોતપોતાના રસાલા સાથે આવવા લાગ્યા. રાઠોડ નરેશની

આજ્ઞાથી પત્રિકા લઇ એક દૂત ચિતોડ અને બીજો દિલ્હી આવ્યો. જયચંદ્રના દૂતે પૃથ્વીરાજના દરબારમાં આવી કયમાસના હાથમાં એ પત્રિકા મૂકી, (પુષ્પ–૫ માંના છેવટના ભાગનું અનુસંધાન.)

પ્રતાપી દિલ્હી–નરેશ પૃથ્વીરાજ ચૌહાણ !

હિન્દના તમામ નર-કેશરીઓને એકઠા કરી મ્હારી સાર્વભૌમ સત્તા નીચે આણવા મ્હેં પવીત્ર રાજસૂય-યજ્ઞ આદર્યો છે. જેમાં તમારે પણ અમારી પત્રિકાને માન આપી, વખતસર અત્રે પધારી કનોજના દરબારની શોભામાં વૃદ્ધિ કરવી. લી૦

ચક્રવર્તિ રાઠોડ--સમ્રાટ-જયચંદ્ર.

અભિમાનની કલમ મ્હોતની કાળી શાહીમાં બોળી, કાન્યકુબ્જની (અસ્તિત્વ) જીવન–સૌભાગ્ય–પત્ર ઉપર લખાયલો આ સંદેશ પૃથુની આંખોમાં એવો તો ખુંચ્યો, કે સિંહાસનેથી નીચે ઉતરી તેના કટકે કટકા કરી તેણે ફેંકી દીધાં. તે વીર વનરાજ ભરી સભામાં ગર્જ્યો. "ઓ અવધ્ય દૂત ! ત્હારા મતિહીન મહારાજને જઈ આટલું કહેજે, કે ભારતવર્ષના ચક્રવર્તિ–પદનો રાજ્યમુકૂટ મસ્તકે શોભાવવો, એટલે શું ? તે કંઇ તું સમજે છે ? દિલ્હી અને અજમેરના તુંવર ચૌહાણોની તરવારો જરૂર પડે કનોજના સિંહાસનને પણ ડોલાવવા સમર્થ છે. સમજ્યો ? જા."

* * * * *

ચિતોડના પરાક્રમી રાણા સમરસિંહે પણ એવોજ જવાબ આપ્યો. બંને દૂત ઝંખવાણા પડી જઇ વ્હીલે મોઢે કનોજ પાછા

આવ્યા. ભર્યા દરબારમાં પત્રિકાનું કરેલું હડહડતું અપમાન તેમણે કનોજના ભૂપાળને અક્ષરશઃ નિવેદન કર્યું.

ક્રોધથી કંપતા વીર જયચંદે સભામાં બેઠેલા શૂરા સામંતોના મોઢા તરફ જોયું, એટલે તેનો ભાઇ બાલુકરાય રાઠોડ સમશેરના મ્યાન અને મૂછ ઉપર હાથ નાખી એકદમ ઉભો થઈ ગયો. ચૌહાણ–નરેશને બાંધી લાવવાનું બીડું ઝડપવાના વિચારે એ સાહસીક શૂરવીર ગર્જ્યો. "મોટા ભાઇ! આપના મોઢામાંથી એકજ શબ્દની વાર! અને બાલુ-કરાયની તેજસ્વી તરવાર છે તૈયાર."

સાઠ હજાર માણુસનું જબરજસ્ત સૈન્ય લઇ જયચંદ્રના કહેવાથી સેનાપતિ બાલુકરાયે કલંક અને અપમાનના ડાઘ ધોઇ નાખવા દિલ્હી તરફ કૂચ કરી. દરમ્યાન યજ્ઞ–કાર્યમાં વિલંબ થતો હોવાથી પૃથ્વીરાજ અને સમ-સિંહની પાષાણુ–પ્રતિમાઓ બનાવી યજ્ઞ–મંડપના દ્વારપાળ તરીકે ગોઠવવામાં આવી.

બરાબર આજ વખતે જયચંદ્રનો બીજો પત્ર શાહબુદ્દીન ઘોરીને મળ્યો. દિલ્હીના સિંહાસનની અજાયબ મોહિનીથી આકર્ષાયલો ઘોરી શાહ પૃથ્વીરાજથી દશ દશ વાર પરાજય પામી થરથરતો હોવા છતાં જયચંદ્રની હિંમતથી એકવાર ફરી અગીઆરમી વાર તૈયાર થયો. મ્હોટા સૈન્ય સાથે તે આજ દિલ્હીની દિવાલો જોવા નીકળી ચુકયો. એને પણ કલંકના ડાઘ ભૂંસવાની અભિલાષા હતી. "ઘર ફુટે ઘર જાય."

જ્યારે બીજી બાજુ બાલુકરાયને જવાબ દેવા પૃથુનો કાકો કન્હ ચૌહાણુ રણે ચઢયો. શૂરવીર ક્ષત્રાણીની કૂખે જન્મ લેનાર વીરરત્ન બાલુકરાયે ભાઈનું અને કનોજનું નાક નીચું ન દેવા કન્હ ચૌહાણુને હંફાવવામાં કશીય કચાસ ન રાખી. પરન્તુ આખરે એના અવળા

દિવસે એ અપ્સરાને વર્યો. કનોજનું હારેલું અને નેતાવિહીન સૈન્ય પાછું કનોજ નાઠું. પૃથ્વીરાજને પુનઃ એક વાર વિજયશ્રીએ વરમાળા આરોપી.

બાલુકરાયના વધના સમાચાર કનોજ પહોંચ્યા. ભાઈના મ્હોતે જયચંદ્રને સૂતક પડયું, અને હિંસા થવાથી રાજસૂયયજ્ઞમાં ભંગ પડયો. મહત્તાનો ગર્વ અને ચક્રવર્તિ–પદના સોનેરી શમણાઓ આભમાં ઉડી જતાં ઉત્સાહી મુખ ઉપર શ્યામ રંગની છાયા પથરાઇ ગઈ. ઉત્સાહ ઉત્સાહને ઠેકાણે રહી ગયો. જયના સ્વપ્નાઓ જોવાં તો આઘાં રહ્યાં, ઉલ્ટાં હારેલાં મોઢાંય છૂપાવવા અસહ્ય થઈ પડયાં.

પ્રધાન સુમતિના સમજાવવાથી આંગણે આવેલા રાજાઓનું તથા સંગ્રહિત કરેલી સામગ્રીનું યથાયોગ્ય સન્માન જાળવવા, તેણે પોતાની એકની એક પુત્રી સંયુક્તાનો (સંયોગિતા) સ્વયંવર રચવા સંમતી આપી. રાજસૂય–યજ્ઞમાં આવેલા સરદારો, સામંતો અને રાજાઓ રાજકન્યા પોતાને વરમાળા આરોપે, એ માટે હવે શૃંગાર સજ્જ થવાની ધામધૂમમાં પડયા.

*  *  *  *

જ્યારે હિંદ ઉપર ચઢી આવતાં મહમ્મદ ઘોરીના બળવાન લશ્કરને હાંકી કાઢવા રજપૂતસ્થાનના ન્હાના મ્હોટા રાજાઓ પૂરતી સહાય મેળવવા પ્રયત્ન કરી રહ્યા હતા, ત્યારે હતભાગી હિન્દુસ્તાનની સ્થિતિ બહુજ દયાજનક અને કફોડી હતી. હિન્દના ચાર મહાન રાજ્યો બે પક્ષોમાં વ્હેંચાઇ ગયા હતા. એક બાજુ દિલ્હી અને ચિતોડ, જ્યારે બીજી બાજુ કનોજ અને મરણીયું ગુજરાત.

ન્હાના ન્હાના રાજયોની વિનંતીથી ઘોરી શાહને ફરી એક વાર હિન્દ બહાર હાંકી કાઢવા પૃથ્વીરાજ ચૌહાણે સર્વની સરદારી લીધી.

કનોજ અને ગુજરાત એક એકના દુશ્મન હોવા છતાં પૃથુના વાવટા નીચે માતૃભૂમિ ભારતીનું રક્ષણ કરવા આ છેલ્લી વખત વૈરભાવ ભૂલી-એકઠાં થયાં. આમાં પણ જયચંદ્રનો આશય કંઇક ઔરજ હતો.

ઇતિહાસ અને મહાભારત પ્રસિદ્ધ કૌરવ પાંડવના પ્રખ્યાત યુદ્ધસ્થાન, કુરુક્ષેત્ર ઉર્ફે પાણિપતના રૂધીરતરસ્યા મયદાનમાં આજે એટલે સને ૧૧૯૧માં રજપૂતોનું સંયુક્ત બળ પોતાની પ્રિય જન્મ ભૂમિ ભારતીનું રક્ષણ કરવા, અને યવન-શાહનું યથાશક્તિ સ્વાગત કરવા, પરાક્રમી પૃથ્વીરાજ ચૌહાણની સરદારી નીચે "હર હર મહાદેવની" ગર્જના ગર્જાવતું ઉભું.

હિંદના ઇતિહાસમાં "સ્થાનેશ્વરનું યુદ્ધ" જગજાહેર છે. ઘોરી શાહના સેનાપતિએ એમાં અજબ ગજબ કર્યો. પરન્તુ જ્યાં કન્હ ચૌહાણે સેનાપતિપદ છોડયું, અને દેશભક્ત ચામુંડરાય દહિમાને રણાધિપત્ય મળ્યું, એટલે પછી રંગ પલટાયો. યવન સૈન્યમાં કાળો કેર વર્તાવી વીર ચામુંડરાયે ઘાયલ શાહને આ અગીઆરમી ( કેટલાક સત્તરમી વાર પણ કહે છે) અને છેલ્લી વાર રણમયદાનમાંથી જીવતો પકડી લીધો.

ચામુંડરાયની આ મહાભારત વિજયના સમાચાર જ્યારે પૃથ્વીરાજને આપવામાં આવ્યા, ત્યારે પોતાના એ વીર સાળાને અભિનંદન આપવા તે અધીરો બન્યો. આજ વખતે એક અણધાર્યો, અતિ વિચિત્ર અને અમંગળ બનાવ બની ગયો.

ચામુંડરાયની વિપરિત વિધાતાએ તેને ભૂલાવ્યો. લવાયલા ઘોરી શાહની દયાજનક દશા અને કાલાવાલાથી ચામુંડરાયનું વીર, છતાં અતિ દયાળુ દીલ ફરી પાછું પીગળી ગયું. લાહોરના સુબા ચંદપુંડિરને

કે કોઇને પણ સહેજે પૂછ્યા વિના, તેણે આ ઝેરી સાપના બચ્ચાને ઉદાર દીલે છોડી દીધું. રજપૂતોના વ્હાણ રહેમ અને વિશ્વાસેજ ડૂબ્યા છે. ક્ષમા દયા અને ઉદારતા જેવા સદ્‌ગુણોની મર્યાદાની કેટલી બધી જરૂર છે?

લાહોરનો સુબો ચંદપૂંડિર અંદરખાનેથી ચામુંડનો કટ્ટો શત્રુ હોઇ, તેની ઉન્નતિ જોઇ અંતરમાં ને અતરમાં બળી જતો હતો. આ સોનેરી તક હાથ લાગતાંજ તે ચામુંડરાય વિરૂદ્ધ ફરિયાદ કરવા પૃથ્વીરાજની પાસે એકદમ જઇ પહોંચ્યો.

* * * *

દરબારમાં પૃથ્વીરાજ ચૌહાણની જમણી બાજુએ કાકા કન્હ ચૌહાણ અને ડાબી બાજુએ પ્રધાન કયમાસ બેઠેલા હતા. તદ ઉપરાંત સામંત અને સરદારો પણ પોતપોતાના યોગ્ય આસને વિરાજેલા હતા. ઘોરી શાહ ઉપર જય મેળવી આવતા વીર સેનાપતિ ચામુંડરાયને માન આપવાને માટે આજનો દરબાર અપૂર્વ ઠાઠમાઠમાં શણગારાઇ ભરાયો હતો.

એવામાં વિઘ્નસંતોષી, અને ઇર્ષાખોર ચંદપુંડિર ત્યાં આવી પહોંચ્યો, પૃથ્વીરાજના કાનમાં તેણે કંઇક કહ્યું, પૃથુએ દરબારને થોડીવારને માટે બરખાસ્ત કર્યો. આશ્ચર્ય પામતા સર્વ કોઇ મુંગે મોઢે ત્યાંથી વેરાઇ ગયા. તે પછી પૃથ્વીરાજે ચંદપુંડિરને પૂછ્યું. "હવે કહે. એવી તે શી ખાનગી વાત ત્હારે મ્હને કરવાની છે?"

"મહારાજ! ચામુંડરાયે આપને વિના પૂછ્યે ઘોરી શાહને જીવતો છોડી દીધો."

"ચામુંડ! ઘોરીને છોડી દીધો? વારૂ. બીજું કાંઈ...?"

"માહારાજ મ્હને તો આમાં દગો લાગે છે."

"દગો ! અને તે ચામુંડરાય કરે ? ચંદપુંડર ! તું આ :
બોલે છે ? એનું કાંઈ ત્હને ભાન છે ?"

"મહારાજ ! તમેજ બરાબર વિચાર કરો. નહિ તો વળી તમ
પૂછયાગાછયા વિના એ પોતાની આપખુદીથીજ શાહને શા મ
છોડી મૂકે ? ચામુંડરાય સારી રીતે જાણતા હતા, કે આ વખ
આપશ્રી એ વિશ્વાસઘાતી શાહને કદી પણ છોડનાર નથી, અ
તેથીજ શાહ સાથે મળી જઇ એણે એને બારોબાર છોડી દીધે
આપના ચરણોમાં હાજરજ ન કર્યો, કેદીનો ન્યાય, પોતેજ પોતા
સત્તાથી કરી નાખ્યો. મહારાજ! બળનું અને સત્તાનું કેટલું બધું ગુમાન
જોયું ? હું ત્યાં હાજર હતો, છતાં મ્હને પણ પૂછયું સુદ્ધાં નહી.

"ફિકર નહિ. ચંદ ! ચામુંડ જે કાંઈ કરશે, તે મ્હારા ભલા
માટેજ, મ્હને એની ઉપર પૂરેપૂરો વિશ્વાસ છે."

"મહારાજ ! તમે તો ભોળા છો. અમે કંઈ તમારા ચા
ડના દુસ્મન નથી. તમારે માટે જ્યારે દીલમાં કંઇક લાગે છે, ત્યારે
આટલું કહીએ છીએ. ચામુંડ શી શી ગતમાં રમી રહ્યો છે ? તે
તમને કયાંથી ખબર હોય ?"

"હું તો કશું જાણતો નથી."

"ત્યારે સાંભળો. ચામુંડરાય આટલો બધો બળવાન છે, તેના
જેટલું ખુશ થવાનું છે, તેટલુંજ બલ્કે સાવધ રહેવાનું અને સંભાળવા
પણ છે. ચામુંડરાય મહા પરાક્રમો કરે, તમારો માનીતો થઈ પ
તેમાં એક એનો મ્હોટો અને ભયંકર સ્વાર્થ છે."

"સ્વાર્થ ! અને તે પણ વળી ભયંકર ?"

"રાજ્યલક્ષ્મી, રાજ્યસિંહાસન અને રાજ્યસત્તા ગમે એવા શૂરવીર, સમજુ અને સદાચારીને પણ ચળાવે એવા છે. મહારાજ!

ઉછેર્યો દૂધ પાઇ સાપ તે તમનેજ કરડે છે,
તમારો થઈને વિશ્વાસુ તમારી ડોક મરડે છે.
ભરોસામાં રહી ભોળા! તમે આ ભૂલ ખાઓ છો,
બિછાવી સ્વાર્થ બાજી તમે તેમાં ઠગાવો છો.

વિશ્વાસ મૂકતાં પ્હેલાં પુરો વિચાર કરજો. તમને નથી ખબર કે—

ચતુરે સ્વાર્થ–વૃત્તિની છૂપી ચોપાટ ઢાળી છે,
નથી આરામના મંજો, પકડવા મત્સ્ય જાળી છે.
પ્રપંચી હાથમાં પાસા લઇ એ દાવ નાખે છે,
રહી જાગ્રત સ્વયં એ ઉંઘમાં તમનેજ રાખે છે.

અન્નદાતા! વિશ્વાસ ઉપર વ્હાણ છેકજ આંખ મીંચી ન હંકાવા દ્યો. કંઈક તો કાળજી રાખો.

સાળો, (સેવક) નથી શત્રુ તમારો ભેવકા ચામુંડ છે,
અમૃત ઉપરથી જણાતો ઝેરનો એ કુંડ છે,
પાલક નથી એ ધર્મ, નીતિ, પૂણ્ય કે પરમાર્થનો,
જેને તમે સમજો તમારો...તે સગો છે સ્વાર્થનો.

દહીમા રાણીના કુંવર એટલે તેના પોતાના પ્રિય ભાણેજ રેણુસીકુંવરને (રેણું-ટુંકુ નામ ) ગાદીએ બેસાડવા તે આ બધી પ્રપંચજાળો પાથરી છે."

"પરંતુ એમાં ચામુંડનો શું સ્વાર્થ ?"

"ન સમજ્યા? મહારાજ! રેણુ ન્હાની ઉમરનો છે. એને નામે રાજ્યસત્તા પોતાના હાથમાં લઇ દિલ્હીનો રાજ્યમુકૂટ માથે ધરાવતાંપછી

એની શી વાર લાગવાની હતી ? પૃથ્વીરાજ ચૌહાણ જેવા જેના હિસાબમાં નથી, અરે ! તમારા જેવાને જે હથેલીમાં રમાડી ટચલી આંગળીને ટેરવે નચાવી રહ્યો છે, આસમાનના તારા, અને દર્પણમાં ચંદ્ર બતાવી રહ્યો છે, તેને રેણસીકુંવર જેવા એક નાદાન બાળકને પટાવતાં-ફોસલાવતાં, અરે ! સમય આવે રસ્તામાંથી દૂર કરતાં પણ કેટલી વાર ?"

ચંદપુંડિરે પૃથ્વીરાજના કાન ભંભેરવામાં કંઇજ કસર ન રાખી. શંકાના ઝેર કર્ણેન્દ્રિય દ્વારા હૃદયમાં ઉતર્યાં. વિજયશ્રી વરનાર ચામુંડને સન્માન દેવા તૈયાર થએલા રાજવીના હૃદયમાં વ્હેમનું વિષ પ્રસરવા લાગ્યું. જેમ જેમ વખત જવા માંડયો, તેમ તેમ તેની અસર પણ વધવા લાગી. દુનિયામાં વ્હેમનું ઓસડ નથી. પૃથુના સદ્દભાગ્ય-સૂર્ય અસ્ત થવાની તૈયારી કરી, એટલે એને અવળુંજ સુઝ્યું. **વિપરિત વિધાતાએ** તેના દીલમાં નિર્મળ સવિતૃદેવમાં મૃગ-લાંછનના કાળા ડાઘની ભ્રમણા મૂકી. નિર્મળ નયનો પલટાયાં, અને તે **વિપરિત વિધાતાના** એકજ બાણે ! પૃથુની આંખમાં ચામુંડ ગુન્હેગાર ઠરી ચૂકયો, છતાં વધુ ખાત્રી કરવા તે બોલ્યો.

"ચંદ ! ચામુંડ મ્હારાથી આવું કપટ રમે, એમ હું નથી માની શકતો. તેમ છતાં હું હવે એની ઉપર બરાબર ધ્યાન રાખીશ. એના ગુન્હા સિવાય એને કશું પણ કહી શકાય નહી. છતાં ઘોરી શાહને મ્હારી સંમતી વિના છોડી મૂકવા બદલનો જવાબ તો એને આ વેળા દિલ્હીસામ્રાટને અવસ્ય આપવોજ પડશે."

ચંદપુંડિર આગળ બોલવા જતો હતો, એટલામાં તો રાજાના હાથીખાનાનો મા'વત ત્યાં આગળ આવી ચઢયો. ચંદપુંડિરના આગળથી શીખવી રાખ્યા મુજબ ગદ્દગદ્દ કંઠે બોલ્યો.

"અન્નદાતા ઘણી ખમા. બાપૂ! ગજબ થયો છે."

"માવત એવું તે શું છે?"

"પ્રભુ! આપના પાટહાથી શૃંગારહારનો વધ થયો.

"વધ! કોને હાથે?"

"સેનાપતિ ચામુંડરાયના..."

"ચામુંડરાયે ખૂન કર્યું? કંઇ કારણ?"

રેણસિ કુંવરને... ....."

"રેણુસી?" અધુરૂં વાકય પુરૂં સાંભળ્યા પહેલાંજ શંકાશીલ પૃથ્વીરાજ ગર્જી ઉઠયો "બસ. મ્હારે હવે વધારે નથી સાંભળવું. ચંદ તમે અત્યારેજ જાવ, અને એ અભિમાની ચામુંડરાયને એકદમ મ્હારી પાસે મોકલો. જાવ એકદમ તેડી લાવો."

મા'વત અને ચંદપુંડિર ધારેલા પાસા પોબાર પડયા. એ જાણી હરખાતાં હરખાતાં ચામુંડને તેડવા આગળા વધ્યા. એજ વખતે વિજય શ્રીથી છલકાતો દેવીભક્ત ચામુંડરાય સ્હામેથીજ મદમસ્ત હાથીને પેઠે ડોલતો ડોલતો દિલ્હીપતિને પગે પડવા, ત્યાં આગળ આવી પહોંચ્યો.

પરન્તુ તેની અત્યંત અજાયબીની અંદર ત્યાં દરબાર ખાલી હતો. કેવળ પૃથ્વીરાજ ચૌહાણ લાલચોળ આંખે તેના મોઢા તરફ જોઇ રહ્યો હતો. ચામુંડરાય બારણામાંજ દિક્મૂઢ! જ્યાંનો ત્યાંજ સ્થંભ ગયો. 'આમ કેમ?'

દિલ્હી અને દિલ્હીપતિની વિધાતા આજે ખરેખર વિપરિત હતી. આહાહા! અકળ વિધિની લીલા ન્યારી તે ન્યારીજ!

## પુષ્પઃ—૭ મું. “દેશની પડતીનો પહેલો દિવસ.”

“દિલ્હીશ્વરની જય હો!” વિજયવન્તા ચામુંડે પૃથુને ચરણે માથુ નમાવી થોડી વાર પછી આટલા શબ્દો ઉચ્ચાર્યા.

“ચામુંડરાય! કેદી શાહ ક્યાં છે વારૂ?”

“મહારાજ! મ્હેં એ નિઃશસ્ત્ર શાહને આપની તરફથી અભયવચન અને ક્ષમા આપી છોડી મૂક્યો છે.”

“તમે?”.

“જી......હા......”

“કોની સત્તાથી? કોને પૂછીને?”

“મહારાજ! આજે આપ આમ કેમ બોલો છો? વિજયથી હસમુખું થનાર આ મોઢું આજે આમ વિક્રાળ કેમ! આવાં વધારે પડતાં વચનો સંભળાવવાનું અને વિચિત્ર પ્રશ્નો પૂછવાનું કંઇ કારણ?”

“ચામુંડરાય! ગમે તેવો પણ તું મ્હારો એક સેવક છે.”

“કોણે ના કહી! એક વાર નહી પણ હજાર વાર.”

“તો પછી સ્વામીની રજા વગર એક કેદીને છોડી મૂકવા જેટલી આપખૂદી ત્હેં કેમ ચલાવી?”

“કોઇ દિવસ નહી, અને આજેજ તમે મ્હને અપમાનકારક સંબોધનોથી બોલાવી રહ્યા છો, હશે! પરન્તુ પૃથ્વીપતિ! આજ આમ લાલચોળ આંખે મ્હારા ઉપર કેમ જોઇ રહ્યા છો? આમ રોષે ભરાવાનું

કંઇ કારણ ? ચામુંડરાયની રાજ્યભક્તિ અને સ્વામીભક્તિમાં આપને શું કાંઇ શંકા પડી છે ” ?

“ હું પૂછું તેનોજ જવાબ આપો’ ”

“ દિલ્હીપતિ ! ચામુંડરાયનો કાંઈ અપરાધ થયો હોય, તો આ વિજયની ખુશાલિની બક્ષીસ બદલ એ માફ કરો. ભૂલી જાવ. મહારાજ! આપને મ્હારે માટે કોઇ વિધ્નસંતોષીએ ઉંધું તો નથી ભેરવ્યુંને ?”

“ ચામુંડ ! હું ફરિથી મ્હારા સવાલનો જવાબ માગું છું. તું મ્હને બીજી આડી અડી વાતો કાઢી છેતરવાના બ્હાના છોડી દે. મ્હારા કૈદીને હાજર કર. ”

“ કૈદી ! કોનો કૈદી ? કેવો કૈદી ? મહારાજ ! હવે જ્યારે તમે પણ મગજ ફેરવીને વાત કરો છો, ત્યરે મ્હારે પણ તેવાજ જવાબો આપવા પડશે. એ કૈદી મ્હારો હતો. મ્હેં બનાવ્યો હતો, અને મ્હેંજ છોડી મુકયો છે. એમાં તમને પુછવાની શી જરૂર ?”

“સમજ્યો ચામુંડરાય ! ત્હારી પ્રપંચ-જાળ હવે હું પૂરેપૂરો સમજ્યો. શાહ કૈદી, અને તે ત્હારો કેમ ? રાજ્યનો નહિ ?”

“ મહારાજ ! આવી કૂ-શંકાઓ ન કરો. શાહને છોડી દઇ તમારૂંજ ગૌરવ વધાર્યું છે. વફાદાર ચામુંડરાય તમને સ્વપ્ને પણ દગો દેશે, એ ખોટો ખ્યાલ છોડી દયો.

લોહી ફરે છે આ નસેનસમાં જુઓ રજપૂતનું,
કૂહો તો બતાવું દૂધ રોમેરોમમાં રજપૂતનું.
આ દેશને સંરક્ષવા ધારણ કર્યાં હથીયાર છે,
એકજ તમારા શબ્દ પર આ શીષ પણ તૈયાર છે.

મહારાજ ! ચામુંડ બેવફા બને ! વિશ્વાસઘાત કરે ! કોને માટે?”

"પોતાના સ્વાર્થને માટે ! કહે ચામુંડરાય ! શૃંગારહારનો વધ કરવાનું કંઈ કારણ ?"

"ભાણેજ રેણુસીકુંવરનો પ્રાણ બચાવવા."

"સમજ્યો ! મ્હારા કરતાં ત્હને ત્હારો એ ભાણેજ વધારે વ્હાલો છે. તેથીજ તું એને રાજ્યગાદીએ બેસાડવા રાત દીવસ આવી પ્રપંચ જાળો પાથરી રહ્યો છે."

"દિલ્હીશ્વર ! દિલ્હીશ્વર ! તમે આ શું બોલો છો ? શું ચામુંડરાય ઉપરથી તમારો વિશ્વાસ આજે ઉઠી ગયો ?"

"હા ! ઉઠી ગયો. ચામુંડ ! જમાનો પલ્ટી ગયો."

"માફ કરજો. મહારાજ ! જમાનો નથી પલટ્યો, ચામુંડ નથી પલટાયો, પરન્તુ તમારો દિવસ પલ્ટી ગયો. દિલ્હીનો ભાગ્ય-સૂર્ય પલ્ટી ગયો.

મીઠું નદીનું નીર તમને આજ મોળું લાગતું,
સૌભાગ્ય મ્હારા દેશનું છેલ્લી વિદાયો માંગતું.
ચઢતી રૂપી ભરતી તણા પાણી હવે ઉતરી ગયાં,
આજે કિનારા દેશની પડતી તણાં ખુલ્લાં થયાં.

મહારાજ ! તમારા મોઢામાં આ શબ્દો ! આવો અણુવિશ્વાસ ! આટલા દિવસમાં એક પણ વાર નહી, અને આજેજ ઉત્પન્ન થયો ! એજ સૂચવે છે, કે દેશનું દુર્ભાગ્ય હવે બહુ દૂર નથી."

"એટલે શું દેશનું રક્ષણ ત્હારાજ વડે થાય છે?"

"એ તો સમય કહેશે."

"ચામુંડ ! હું ત્હારો સ્વામી ! પૃથ્વીરાજ ચૌહાણ, ત્હને આજ્ઞા કરૂં છું, કે હારેલા ઘોરી શાહને મ્હારે સ્વાધીન કર."

"હવે એ નહી બને. એક વાર આ મોઢાએ જેને માથી આ' તેની સાથે વિશ્વાસઘાત કદી નહી રમાય. મહારાજ! માફ કરે ચામુંડરાય આપની એ આજ્ઞા ઉઠાવવા દીલગીર છે. રજપુત બચ્ચ પોતાનું આપેલું વચન પ્રાણ જતાં પણ તોડી શકે એમ નથી."

"એજ બતાવી આપે છે, કે ત્હને સત્તાનું અને શક્તિ અભિમાન આવ્યું છે. ખરૂને?"

ચામુંડરાયના દીલમાં શું છે? તે સમજવા અને જાણવા જેટ શક્તિ તેના સ્વામીમાં બે કલાક પ્હેલાં હતી, પરન્તુ હવે નથી રહી. તો એ આંખોની આડે વિપરિત વિધાતાએ કાળું વસ્ત્રપટ ધરી દીધું જેથી કરીને નિર્મળ ઝગઝગતો પ્રકાશ પણ ઝાંખો અને કાળો દેખાય છે."

"બસ. ચામુંડરાય! બોલવું બંધ કર. ત્હને ખબર છે, કે કોની દયા ઉપર જીવી રહ્યો છે?"

"જી, હા. પ્રભુની, કે જેની દયા ઉપર હું એકલો નહી, પર તમે તેમજ જગતના તમામ જીવો જીવી રહેલાં છે."

"અન્ન કોનું ખાય છે?"

"તમારૂં. અને તેથીજ આ કાયા તમારી છે, પણ દીલ તમારૂં નથી.

"શત્રુને કંપાવી વીરનર ગણાતા અજીત ચામુંડ! વિચાર કે:—સમરક્ષેત્રમાં ત્હારી કમરે લટકતી આ વિજયી તરવાર કો માલીકીને છે?"

"જે વાપરે તેની."

"તું મ્હારો સેવક નથી?"

"તમારો નહી, પરંતુ તમારામાં રહેલાં પવિત્ર આત્માનો સ્નેહનો. દિલ્હીના સિંહાસનનો, મ્હારી માતૃભૂમિનો."

"બેઅદબ! અત્યારે નેઅત્યારે મ્હારી તરવાર છોડી ચાલ્તો થા."

"તરવાર! કોની તરવાર? મહારાજ! ચામુંડે કાંઇ તમારે માટે તરવાર બાંધી નથી, પરન્તુ પોતાની જન્મભૂમિને માટે બાંધી છે."

"જો સીધી રીતે નહી છોડે, તો પૃથ્વીરાજ ચૌહાણને પછી સખ્ત થવું પડશે."

"ફીકર નહી. દશ દશ વાર ઘોરી શાહ જેવાને નહી ગાંઠનાર ચામુંડરાય પણ એવે વખતે જોઇ લેશે મહારાજ! ચામુંડના હાથમાંથી તરવાર ઝમીન ઉપર મુકાવવી, એ કાંઇ ન્હાની સુની વાત નથી. તમે રજપૂતના બચ્ચા છો, તો હું પણ એકવીર રજપૂતાણીની કૂખનું અભિમાન ધરાવું છું. તમારી ધમકીથી બ્હી જાય, એ બીજા, આ ચામુંડ નહી યાદ રાખજો કે આ ચામુંડને છેડવામાં તમે સાર નહી કાઢો, એટલુંજ નહી પણ જ્યારે ચામુંડ વિફરશે, ત્યારે આખા ભારતવર્ષને ભારે પડશે.

સિંહાસનો અજમેર ને દિલ્હી નગરના ડોલશે,<br>
હતભાગી હિન્દુસ્થાન પણ "અફસોસ" એવું બોલશે.<br>
કૂસંપ દ્વારો દેશની પડતી તણા સૌ ખોલશે.<br>
આ રાજને! આ તાજને! એ ધુળમાં રગદોળશે.<br>
મા ભારતી સૌભાગ્ય-ચીરો(પુત્રના)લોહીમાં બસ બોળશે,<br>
આંખો તમે તેમજ તમારૂં સૈન્ય બને ચોળશે.

કૃપા કરી એવો ભયંકર વખત ન આણો તો સારૂં. નહિ તો જોયા જેવુ થશે. જગતના ઇતિહાસમાં લાખો પાના કૂસંપથી થતી પાયમાલીઓથી ભરાયાં છે, તેમાં ઉલ્ટો એક ઓર વધારો થશે.

વિદેશીઓ વડે તમ રાજ, નીતિ, ધર્મ દંડાશે,<br>
વળી ઇતિહાસને પાને નઠારૂં નામ મંડાશે.

કુસંપે કંઇકના શિયળ અને સૌભાગ્ય ખંડાશે,
અરેરે ! વ્હેમમાં ને વ્હેમમાં આ હિન્દ ? રંડાશે.

માટે મહારાજ! હજુ પણ કહું છું, કે આ ચામુંડરાય ઉપર વિશ્વાસ રાખો. રજપૂત બચ્ચો કદી પણ પોતાના માલીકને દગો નહીં દે, નીમકહરામ નહી નીવડે, એની સંપૂર્ણ ખાત્રી રાખો.

"છટ ! છટ ! ચામુંડ ! શું તું હજું મ્હને એક દુધપીતુ બાળક સમજે છે? દુનિયાની ઉંચી નીચી સપાટી આ પૃથ્વીરાજે પણ બહુ જોઇ છે. વધતા બાવળ—વૃક્ષને તો મૂળમાંથીજ છેદી નાખવું જોઇએ, ત્હને શકિતનું ગૂમાન ચઢયું લાગે છે, તો હવે એ ઉતારવાજ દે. સાંભળી તો બહુયે છે, પણ આજ તો મ્હારે ખુદ જોવી છે, કે ત્હારી તરવાર કેવીક ફરે છે?

" જો અન્નદાતાનો એજ વિચાર હોય, તો જોઇ નાંખો. " વિનાશકાળે વિપરિત બુદ્ધિ. " છતાં હજુ પણ તમને ચેતાવું છું, કે:—

કોઇની ભંભેરણીથી આપ ભરમાતા નહી,
આંખો મીંચીને કોઇ દોરે એમ દોરાતા નહી.
પગલું ભરો તો જોઇને ! જોયા વિના ભરતા નહી.
(કળીયુગમાં)વિશ્વાસ સગા બાપના પણ બોલ પર કરતા નહી.

માટે પૃથ્વીનાથ ! એકેક કદમ બહુજ જોઇ–વિચારીને ભરજો. વ્હેમમાં આંધળા ન બનો.

કામ, પ્રેમ, ને વ્હેમ એ ત્રણે આંધળી ચીજ,
(વિક્રમ)ભાઇ ત્યાગો ભરથરી ! બુરાં એનાં બીજ.
વ્હેમે દેશવટા દીધાં...વિક્રમ ! વીર કુણાલ,
અશોક જેવાં પણ ફસ્યાં વનિતાઓને વ્હાલ.

અંધ બનાવી પુત્રનું કીધું જીવન ધૂળ.
વિચારો દિલ્હીપતિ! (છે) વ્હેમ વિનાશનું મૂળ."

"ચામુંડ! ચામુંડ! તરવાર સંભાળ. ગુર્જરેશ્વર જેવાને પણ જરાય નમણું ન આપનાર, ચાંચડની માફક ચોળી નાખનાર, અરે ધૂળ ચાટતો કરનાર પૃથ્વીરાજનો હાથ ત્હેં હજુ નથી જોયો."

"રેવા દયો. મહારાજ! એજ હાથ મીરના બળવાન સરદાર ચુસબેગની સ્હામે ન્હોતો ઉંચકાયો, એ યાદ છે? કે ભૂલી ગયા? તે વખતે તો તમારા દરબારનો નામ અને નાક આ હાથે જાળવ્યા હતા. ચંદેલના યુદ્ધમાં એ વીર આલ્હની સ્હામે ધૂળ ચાટતા થઈ રણમાં પોઢનાર વિજયવન્તા પરાક્રમી વીર તે આપજ કે કોઇ બીજા? બોલો જરા જવાબ આપો, હવે કેમ બંધ થઈ ગયા!"

ચામુંડના આ શબ્દેશબ્દ પૃથ્વીરાજના કાળજામાં કારી કટારના ઘા જેવા લાગ્યાં. મ્યાનમાંથી શમશેર ખેંચી ચામુંડનું માથું ધડથી જુદું કરવા ઉશ્કેરાઇ જઇ તેણે ઓચિંતો ઘા કર્યો. પરન્તુ ચામુંડરાય સાવચેતજ હતો. પૃથ્વીરાજનો ઘા ઢાલ ઉપર ઝીલી લેતાં જ તેણે તરવાર તાણી.

" સાવધાન! ઓ દિલ્હીનરેશ આપણા બેમાંથી એક ધરાશાયી થાય તે પ્હેલાં ચામુંડના આ છેલ્લા શબ્દો બરાબર સાંભળી લ્યો. કુસંપ અને વ્હેમની પ્હેલી પ્હેલ તમે પોતેજ કરી છે. તમારાં આ પગલે ચાલી દેશના લાખો રજપૂતો હતા ન હતા થઇ જશે.

આ દેશના સંતાન રેલો લોહીની રેલાવશે,
કુસંપ સત્તા પોતીકી આ રાજ્યમ ફેલાવશે.

લઢશું પરસ્પર આપણે ! પરદેશી એમાં ફાવશે,
સિંહાસનો પણ(આ) દેશના પરધર્મીઓ શોભાવશે.

× × × × ×

વધારામાં–સુલતાન ઘોરી શાહ ! પાછો દિલ્હી ઉપર આવશે,
નરકકી " દીને ઈસ્લામ "નો એ વાવટો ફરકાવશે,
પાયે પડયો છે તેજ તમને પણ પગે લગડાવશે,
ડંકો તમારા દેશમાં " ઈસ્લામ " નો વગડાવશે.

ત્યારેજ મ્હારા આ દરેક શબ્દો..."

" ચુપ કર. નિમકહરામ ! "

" મહારાજ ! મોઢું સંભાળીને બોલજો. ચામુંડરાય જીવતા તો આવા શબ્દો કદાપી નહી સાંખે. આવું કલંક નહી સાંભળી રહે. "

" તો ઉઠાવ તરવાર, અને ઘોઇ નાંખ, અરે ! દાટી દે એ કાળા કલંકને. "

" કબુલ છે. મહારાજ ! ચાલો ઘા કરો. "

" સબૂર. ચામુંડ ! સબુર. "

ચામુંડરાય અને પૃથ્વીરાજની પરસ્પર ભેટવા જતી તરવારોની વચ્ચે આ એકજ શબ્દ આડો આવ્યો. બંનેએ એ આવનાર તરફ જોયું, ચામુંડ ગર્જ્યો.

" કોણ ? ભાઇ કયમાસ ! "

" હા ! ચામુંડ ! તું આ શું કરે છે? અન્નદાતા ઉપર હથીયાર."

" કયમાસ તમે અહીંથી ચાલ્યા જાવ." પૃથ્વીરાજે એકાએક આવી પડેલા કયમાસને હુકમ કર્યો.

" હા મ્હોટા ભાઇ ! આ વખત માન રાખવાનો નથી, માટે કૃપા કરી..." ચામુંડ અર્ધુંજ વાક્ય બોલી શક્યો.

" ચામુંડ ! મહારાજ ! તમે બંને શાન્ત પડો. ચામુંડનો કંઇ ગુન્હો થયો હોય, તો એના વતીની હું માફી માગું છું, અન્નદાતા!"

" પરન્તુ......ભા......ઇ—..."

" શાન્ત થા.ચામુંડરાય ! ત્હને ત્હારો ભાઇ વ્હાલો હોય, એનું કંઇક માન તું રાખવા માંગતો હોય, તો તરવાર છોડી દે. "

ચામુંડની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. પિતાતુલ્ય મ્હોટા ભાઇની આજ્ઞા તેણે જીંદગીમાં એક પણ વાર ન્હોતી ઉલંઘી.છેવટનું ચુંબન કરી ઘુંટણીએ પડી તેણે પોતાની પ્યારી સમશેરને સ્વામીના ચરણોમાં સજળ નયને ધરી દીધી.

સમશેર વ્હાલી સુંદરી! તું આજથી રંડાય છે,
નિર્દોષ ત્હારો નાથ ! આ ! દોષિત બની દંડાય છે.
હતભાગીની ! હમ્મેશ માટે તું હવે છંડાય છે.
આજથી બસ, બેઉનું આ નવજીવન મંડાય છે.

\+ + + + +

જુની પ્રીતિ ભૂલી જઇ તું તો નવું ઘર માંડશે,
જોતાં નવા સુખભોગ મ્હારી યાદ જુની છાંડશે.
વિધવા છતાં વરનાર વ્હાલી ! ત્હને તો મળશે ઘણાં,
છેલ્લા મિલન ! છેલ્લા પ્રણામો હૃદયદેવી ! આપણાં.

મ્હોટાભાઇ ! આપની આજ્ઞા મ્હને શિરોમાન્ય છે.કહો, ફરમાવો, બીજી કાંઈ આજ્ઞા છે ?"

" મહારાજની માફી માગ. "

" માફી ! શાં માટે ? ગુન્હા વગર ! "

"કયમાસ ! મ્હારે માફી નથી મંગાવવી. ચામુંડ દેશદ્રોહી છે."

"ભાઇ......" ચામુંડ રાતોપીળો થઇ ગયો.

"બસ. ચામુંડ જો તું મ્હારો સગ્ગો ભાઇ હોય, તો ત્હારા અન્નદાતાની આજ્ઞા માથે ચઢાવ. મારવાનું છોડી દઈ મરવાનું શીખ. મરતાં મરતાં પણ રાજ્યભક્તિ અને સ્વામીભક્તિથી ઇતિહાસના પાનાઓ ગૌરવન્તા કરતો જા."

"કયમાસ !"

"પ્રભુ"

"ચામુંડરાયના હાથમાં લોહ–શૃંખલા નાખી, એને કારાગૃહમાં કેદ કરો."

"પરન્તુ મહારાજ...—"

"બસ. કયમાસ! ત્હારો ભાઇ તેના રાજા પ્રતિનો ધર્મ ભૂલ્યો છે. વફાદારી ચૂકયો છે. જો તમે મ્હારા સાચ્ચા સેવક હોવાનો દાવો ધરાવતા હો, તો એક પણ શબ્દ બોલ્યા વિના મ્હારી આજ્ઞાનુ મુંગે મોઢે પાલન કરો. એની સાથેસાથે આજે તમારી સ્વામીભક્તિની પણ કસોટી થઈ જાય છે."

કયમાસે એક સેવક પાસે લોહ–શૃંખલા મગાવી.પોતાના ન્હાના ભાઇ ચામુંડરાયને આપતાં તે ગદ્‌ગદ્ કંઠે અને ભીની આંખે બોલ્યો. "ચામુંડ ! લે, સાચી સ્વામીભક્તિ બતાવવા ખાતર હસતે મોંઢે આ લોહ–શૃંખલાને વધાવી લે. આ ત્હારા વિજયની વરમાળા! વફાદારીનો બદલો! નીમકહલાલીની કદર! રાજ્યસેવાની અણમૂલી બક્ષીસ !"

ચામુંડે ભાઇના ધ્રુજતા હાથમાંથી એ લોઢાની સાંકળ ઉંચકી લીધી પોતાના ગળામાં નાખતાં તે બોલ્યો.

સાંકળ નથી આ લોહની પણ ફૂલનો એ હાર છે;
કાયર ડરે છે કૈદથી શૂરવીરનો શણગાર એ.
ના...ના...નથી બેડી પડી ચામુંડના આ હાથમાં,
પણ હાય! આ બેડી પડી છે હિન્દ! ત્હારા હાથમાં.

ચામુંડ! ચામુંડ! ત્હારી વફાદારીનો આ બદલો! ત્હારા વિજયનું આ ઇનામ! ત્હરી શૂરવીરતાનું આ સન્માન! ત્હારી એકનિષ્ઠ રાજ્યભક્તિ, અને સ્વામિભક્તિનું આ સુન્દર પરીણામ! અફસોસ! હા! ઓ દિલ્હીપતિ! કાચા કાનના અવિચારી અને વ્હેમી પૃથ્વીરાજ!

સદ્‌ભાગ્યનો ચઢતો સિતારો બસ હવે! ફરી ગયો,
વિશ્વાસ તમ પરથી અમારો આજથી ઉઠી ગયો.
સ્વામી અને સેવક તણો સંબંધ, સ્નેહ તૂટી ગયો,
હતભાગી હિન્દુસ્થાન ત્હારો દિન હવે ખૂટી ગયો.
વ્હેમી લૂટારો દેશનું વિશ્વાસ-ધન લૂટી ગયો.
જો! આરસો જાહોજલાલીનો (તે) હવે ફૂટી ગયો.

વ્હાલ અને વિશ્વાસના વીંટી ચૂક્યા રાજ,
વ્હેમ અને કુસંપના વાગ્યા ડંકા આજ.

અફસોસ! વિશ્વકર્તાનો આ કેવો ઉંધો ન્યાય!

સચ્ચાઇનો બદલો અહા! આજે જુઓ તો જેલ છે,
નિર્દોષને અન્યાય આ! એ પણ વિધિનો ખેલ છે.
માથુ મૂકી રણમાં પડ્યો જોયું નહિ પાછું વળી,
એ રાજ્યભક્તિની મ્હને બક્ષીસ અંતે આ મળી!"

ચામુંડરાયે સાંકળો ડોકમાં નાખી દીધી. "અન્નદાતા! હવે આ ચામુંડરાયની ભિષ્મપ્રતિજ્ઞા પણ સાથે સાથે સાંભળી લ્યો.

જે હાથ સ્પર્શ્યા લોહને...તે હાથ લોહ નહી ધરે,
ચામુંડ સ્વપ્ને પણ હવે નહી લોહ–શસ્ત્રો વાપરે.
તરવાર જે મૂકી દીધી આ જીવનમાં ઝાલું નહી,
સાંકળ પડી જે કંઠમાં...રણમાળ ત્યાં ઘાલું નહી.
સ્વામી રહ્યો નહી કોઇ મ્હારો ! ઇશ માથે એક છે.
મરતાં સુધી દિલ્હીપતિ! ચામુંડનો એ ટેક છે."

"કયમાસ ! એને લઇ જાવ." પૃથ્વીરાજે છેલ્લી આજ્ઞા ફરમાવી દીધી.

મ્હોટો ભાઇ પોતાના ન્હાનાભાઇને બંધીવાન બનાવી કારાગૃહમાં લઇ જવા તૈયાર થયો.જતાં જતાં પણ ચામુંડ એ શબ્દો પૃથ્વીરાજને સંભળાવવા ન ચૂકયો. પરંતુ વિધાતાએ મિંચાતી આંખો ન તે નજ ઉઘડવા દીધી.

"જેને તમે સમજો તમારા, તેજ માથુ કાપશે,
આ દેશના દુસ્મન બની ઉંધી સલાહો આપશે.
આગળ કરી તમને પછી પાછળથી રસ્તો માપશે,
રે ! ટાઢ વાતાં જીવતાં બાળી તમોને તાપશે.

દિલ્હીપતિ ! આ બધું તમને હમણાં તો નહિ સમજાય, પરંતુ એક વખત એવો આવશે, કે જ્યારે......

છોડી જશે તમને ! તમારૂં કોઇ પણ રે'શે નહી,
"આવો,પધારો"(એ)શબ્દ સરખો એક પણ કે'શે નહી
આંસુ વહેશે આંખથી હિંમત બધી આ હારશો,
ત્યારે મ્હને–આ શબ્દ મ્હારા ! બેઉને સંભારશો.

મ્હને એકજ વાત હૃદયમાં ખટકે છે, અને તે મ્હારા દુર્ભાગી દેશનું દુર્દશામય ભવિષ્ય!

જે દેશબંધુ આપણા તે દેશદ્રોહી થઇ જશે,
કૂસંપ અણુવિશ્વાસથી સૌ પરસ્પર પીંખાઈ જશે.
ડુલી જશે, વશ થઇ જશે, કૂસંપ, તેમજ કામને,
ભૂલી જશે. અફસોસ! આ હતભાગી હિન્દુસ્થાનને."

આ છેલ્લા શબ્દોની સાથેજ કયમાસ અને ચામુંડ દરબારગૃહ છોડી ગયા. પૃથ્વીરાજ પોતાની પીઠ ફેરવે ત્યાં તો આકાશવાણી જેવા પાંચ ધ્હાડી શબ્દો તેને કાને પડયા.

**દેશની પડતીનો આ પહેલો દિવસ."**

પૃથ્વીરાજે બોલનાર તરફ જોયું. એ રાજ્યનો વફાદાર અને સહુથી વયોવૃદ્ધ સામંત રામરાય ગુર્જર હતો.

## પુષ્પ:—મું —❀— "કામ-બાણ."

"પ્રધાનજી! કેમ પાછા ચાલ્યા"

"મ્હારે તો મહારાજનું કામ હતું. પણ—"

"હમણાં આવશે. બેસોને."

ગુજરાતની નર્તકી કર્ણાટકીના ખાસ મહેલમાં મહારાજ પૃથ્વીરાજ ચૌહાણને કોઇ ખાસ કાર્યસર મળવા આવેલા પ્રધાન કયમાસે જ્યારે દિલ્હીશ્વરને ત્યાં ન જોયા, ત્યારે ત્યાંથી પાછા ફરવા માંડયું. કર્ણાટકીએ આવી એને જતો રોકયો.

" નહી. કર્ણાટકી ! મ્હને માફ કરો, આપના આવા એકાન્ત સ્થળમાં મ્હારે ક્ષણભર પણ ઉભા રહેવું એ નીતિ વિરૂદ્ધ છે. "

" કયમાસ ! તમે તો ગાંડા છો.જ્યાં મન સાફ છે. ત્યાં એકાન્તમાં મળવામાં શું પાપ છે ?

હૃદયના શુદ્ધ પ્રેમીને કલંકીત આશ પણ કેવી ?
પ્રણયના પૂણ્ય પુષ્પોમાં વિકારી વાસ પણ કેવી ?
પ્રવાહો પ્રેમ–ગંગાના પતિતોને કરે પાવન.
પછી ત્યાં પાપ પડછાયા તણી (એમાં) આભાસ પણ કેવી ?
વિશુધ્ધે વ્હાલસોયાંઓ...ઝૂલે જ્યાં સ્નેહને ઝોલે,
ન પરવા તેમને પાછળ ગમે તે આ જગત્ બોલે.
જગની આંખે પાપ પણ હૈયાં જેના સાફ.
એવાં પ્રેમી પવિત્રને...પ્રભુ કરે છે માફ, "

"ખરી વાત. પરન્તુ કેટલીક વાર એવું પણ બને છે, કે એકાન્ત પવિત્રતાને પણ કલંકના છાંટા ઉડાડે છે. વિશુદ્ધ પ્રેમમાં પણ વ્હેમ અને પાપના પડછાયાં પથરાવે છે."

"હશે. પણ તમને તો મ્હેં બહુ દિવસે જોયા. જવાય છે. ઘણે દિવસે આવ્યા છો, તો જરા બેસો તો ખરા. કર્ણાટકીની એકાદ ચીજ તો સાંભળતા જાવ."

" ના. ના, હું તો જઇશ. વળી મહારાજ સાથે કોઇ દિવસ આવીશ, ત્યારે...થઈ...ર..."

" બેસો બેસો. જવાય છે. હવે. મ્હારા સમ."

પવિત્ર હૃદયનો પ્રધાન કયમાસ કર્ણાટકીના અત્યાગ્રહે અંતે હાર્યો. કર્ણાટકીને કયમાસ જોતાંજ કામબાણ વાગી ચૂક્યાં હતાં. કયમાસના દીલને ડોલાવવા એ કોકીલકંઠી કલાવંતીએ સિતારના તાર છેડ્યા.

—:ગાયન:—

હાંરે ! કાળજડું કોઇએ કોર્યું,
મ્હારૂં ચંચળ ચિતડું ચોર્યું......હાંરે રે...

પ્રેમની જોગણુ હું અલબેલી......પ્રેમી!હો પ્રેમી! પૂકારૂં એકલી,
ગમતું નથી,મ્હને ઘેલી સાહેલી!...દીલડું અરરર દોર્યું...હાં રે...

—:સાખી:—

શાણી સખીઓ સાથ જળ–ક્રીડા રમત રમતી હતી,
અણસમજુ ઉપવનમાં એકલી એક દિન ભમતી હતી.
ત્યાં ચોર એ દાખલ થયો અડકયો કૂમારાં અંગને,
કીધાં અટકચાળાં અલી ! આવી અજબ એણે મ્હને.
તદ્દન અજાણ્યે માર્ગ (એ) જાદુગર મ્હને દોરી ગયો,
અણુમૂલ મ્હારી એક વસ્તુ ચોર એ ચોરી ગયો.
મ્હારી પ્રણય–વાડી વિષેથી...પ્રેમ–પુષ્પ ચુંટી ગયો,
ચોરી નજર મ્હારી મ્હને (લૂટારો) ચાલાકીથી લુંટી ગયો.
હું અણુસમજુ ને હતી શ્યાની,દુનિયાથી તદ્દન અજ્ઞાની...
એણે બનાવી, જ્ઞાની દીવાની...શાને પાતક હોર્યું...હાંરે...

---

" લ્યો બેસો. બહુ વખત થયો. હવે તો હું જઇશ. "
" ભલે ! આટલું પાન તો ખાતા જાવ. "

કયમાસથી કર્ણાટકીનો હાથ પાછો ન ઠેલાયો. સંગીતના તાને તાને કયમાસનું દીલ ઢળતું ગયું હતું. પૃથ્વીરાજ સિવાય અન્યનો પાલવ માથે ન ઓઢવાના ટેકવાળી કર્ણાટકીએ અમર્યાદ હાવભાવો બતાવી કયમાસને આંજી નાખવામાં કશી કચાસ ન રાખી. કયમાસના પવિત્ર હૃદય-દર્પણમાં કર્ણાટકીનું આંખને આંજી નાખે એવું કલંકીત સૌન્દર્ય-પ્રતિબિંબ પડયું.

પાન લેતાંજ કર્ણાટકીની કુમળી દેહલતાનો, અને વિકારી કરનો સ્પર્શ કયમાસના ઢળતા હૃદયને થયો. તેણે પાન મ્હોંમાં મૂકયું. મદનના મદમાં ભાન ભૂલેલી કર્ણાટકીએ કયમાસ જેવા વીર અને બુદ્ધિવાન પુરૂષને ફસાવવા સ્ત્રી-ચરિત્ર અજમાવ્યું.

જેવો કયમાસ આભાર દર્શાવતો દ્વાર પ્રતિ ફર્યો, કે તરતજ જાણે ઓચિંતો પગ ન સરી ગયો હોય ! એમ ધબ્બ લઇ કર્ણાટકી જમીન ઉપર પડી ગઇ, " ઓ...હા...કયમાસ ! "

કયમાસ પાછો ફર્યો. કર્ણાટકીનું માથું ખોળામાં લઇ તેણે પ્હેરેલ વસ્ત્ર વડે વા ઢોળવા માંડયો. થોડી વારે ઢોંગી કર્ણાટકીની આંખના પોપચાં ઉઘડયાં. જાણી જોઇને તે થોડી વાર તો આંખો મીંચી પડીજ રહી.

" ત...મે...મ્હને..."

" કર્ણાટકી ! " કયમાસે તેના હાથને ટેકો આપી બેઠી કરતાં કહ્યું " તમને એકાએક એ શું થયું ? "

" એ તો સ્હેજ. પ્રધાનજી ! મ્હારા અમ્મરનો છેડો જરા નીચો હોવાથી પગમાં ભરાયો, અને હું સરી પડી. "

" બહુ વાગ્યું તો નથી ને ? "

આળસ ખાઇ અંગ મરોડી એના અંકમાંથી ઉઠી ઉભી થઇ પોતાના અંગ પ્રતિ અવલોકતાં તે બોલી " નહી જેવું. ઉપરથી તો અંગ પર એવો કાંઇ કારમો જખ્મ દેખાતો નથી, પરંતુ હાય ! મ્હારા અંગે અંગ દુ:ખે છે. ભીતર હૃદયમાં બહુજ ઉંડો જખ્મ પડયો લાગે છે. કળતર થાય છે. પણ કંઇ નહી...પ્રધાનજી ! તમારો આભાર."

"ફરજ બજાવવામાં આભારને વળી સ્થાન શા ? સુંદરી ! હતે અમે રજા લઇશું."

"હા......આવજો......જરૂર. હાં."

કર્ણાટકીએ પ્રેમનો ફાંદો નાંખ્યો. બુદ્ધિમાન કયમાસ અનિચ્છા છતાં પ્રારબ્ધયોગે એમાં ફસાયો. કર્ણાટકીની મોહીની-મૂર્તિ એના પવિત્ર હૃદયમાં અંક્તિ થઇ ગઇ. પવિત્ર પ્રકાશમાં અપવિત્રતાનો ઓછો પણ ચમકારો પ્રવેશી ચૂકયો.

× × × ×

ઉપરોકત પ્રસંગ બન્યાને આજ બીજો દિવસ હતો. મદનની મહાવ્યથાએ કરી વિહ્વળ બનેલી કર્ણાટકીએ પોતાની વિશ્વાસુદાસીને કયમાસને તેડી લાવવા મોકલી "મહારાજ આપને યાદ કરે છે." એમ જુઠું બોલી દાસી મધ્યાહ્ન સમયે પ્રધાન કયામાસને કર્ણાટકીના મહેલમાં લઇ આવી.

સાચાં ઝીકટીકીથી ભરેલું લખલખ થતું આછી કાચી કેરીના રંગનું કર્ણાટકી અમ્બર આ વખતે કર્ણાટકીની સુકોમળ ગૌર દેહલતા ઉપર ઝળહળી રહ્યું હતું. એના બારીક પોતમાંથી અર્ધસ્તન ભાગને ઢાંકતી નીલવર્ણી કંચુકી આબેહુબ જણાતી હતી. આખા અંગને અણમૂલ અલંકારોથી સઢી લઇ ગુજરાતની એ કમલાક્ષી કલાવન્તી

દિલ્હિપતિની માનીતી રાજરાજેશ્વરી. કયમાસના દીલને ડોલાવવા આજે ઉર્વશીની ભૂમિકા ભજવવા તૈયાર થઇ રહી હતી.

શૃંગારભુવનમાં પગ મૂકતાંજ કયમાસને મંદમંદ પગલીએ સ્હામી જઈ તેણે મલકાતે મુખડે આવકાર આપ્યો. "પધારો. પ્રધાનજી ! અને પાવન કરો અમારાં આ રંક આંગણા, તમારાં પ્રેમભીનાં પનોતાં, અને પૂણ્યવન્તાં પગલે."

સોળે કળાથી પ્રકાશતા કર્ણાટકીના મુખચંદ્રની કાન્તિ જોતાંજ આજે કયમાસનું દીલ પાણી પાણી થઇ ગયું. એક પલક તેના મનોહર લાવણ્ય–સુધાનું પાન કરી તે બોલ્યો.

"મહારાજ ક્યાં છે ?"

"અંદર તો પધારો. અભડાઈ નથી જવાના."

કયમાસ કંપતે દીલે અંદર પ્રવેશ્યો. કોઈ દિવસ નહી અને આજેજ તેના ટાંટીયા ધ્રૂજતા હતા. હૃદયમાં ન સમજાય એવાં અજબ ભણકારાં વાગી રહ્યાં હતાં,

"કર્ણાટકી ! દિલ્હીશ્વર કેમ જણાતા નથી !"

"તેઓ તો આજ સ્હવારના શિકારે ગયા છે."

"ત્યારે શું મ્હને........"

"ગભરાશો નહી. મ્હારા શાણા અને શુરવીર પ્રધાનજી !......" આંખનાં અનેરાં પલકારાં કરતી અને મંદ મંદ પાદપગલીઓ ભરતી પાસે સરતી મંદહાસિની કર્ણાટકીએ કોકિલ–ટહૂકાર કરવા શરૂ કર્યાં. "તમારા દિલ્હીશ્વરનું અર્ધાંગ તેમની ગેરહાજરીમાં તમારા સન્માન અને સેવા માટે અહીં હાજર છે; તમે એમના પ્રધાન અને મ્હારા નહી કે ?"

"આવો પ્રશ્ન શા માટે પુછાય છે ?"

"આપને દિલ્હીપતિએ નહી પણ દિલ્હીપતિની પ્રાણપ્રીયાએ અહીં બોલાવ્યા છે. બસ એટલુંજ જણાવવા."

"કહો. આપની શી આજ્ઞા છે ?"

"મ્હારે તમને એક ચીજ સોંપાવાની છે."

"ખુશીથી સોંપો."

"તેમાં તમારા જેવા વિશ્વાસુ મ્હને કોઇ જડયા નહી, એટલે.........તમનેજ બોલાવ્યા."

"તમારી એ ચીજનું નામ ?"

"પ્હેલાં મ્હને એ કહો, કે આપનાથી એ બરાબર જળવાશે તો ખરીને ?"

"મ્હારા જીવ સાટે."

"તો ઉભા થાવ. અહીં મ્હારી પાસો આવો. તમને હું તે બતાવું."

કયમાસ ઉભો થયો. કર્ણાટકી એના હાથ પકડી એને ભવ્ય શૃંગાર ભુવનમાં ગોઠવેલ એક મ્હોટા સુશોભિત આયના પાસે લઈ આવી.

" આમાં જુઓ. કોણ દેખાય છે ?"

" તમે પોતે."

" બરાબર જુઓ. બીજું કોઇ ?"

" બીજું તો કોઇ દેખાતું નથી."

" લ્યો ત્યારે. તમે આંખો બંધ કરી દયો."

કયમાસે આંખો મીંચી. કર્ણાટકીએ પોતાના કંઠમાં ઝૂલતી બહુમૂલ્ય મોતીની માળા તેના ગળામાં નાંખી દીધી.

" આ શું ?" માળાનો સ્પર્શ થતાજ કયમાસે સાશ્ચર્ય આંખો ઉઘાડી.

"એજ મ્હારી અમૂલ્ય વસ્તુ. એનેજ તમારે જાળવવાની છે."

"કર્ણાટકી ! તમે આ શું કરો છો ? આ મોતીની માળા ! અને તે મ્હને !"

"જી. હા. વ્હાલા કયમાસ ! કર્ણાટકીના હૃદયપ્રદેશ ઉપર હમેશાં ઝૂલતી એ મૌક્તિક માળા તમને કંઇક છુપો સંદેશો જરૂર સંભળાવશે."

"સંદેશો ! શાનો સંદેશો ?"

"હજુ ન સમજ્યા ? બુદ્ધિમાન પ્રધાનજી ! આ બોલતી માળા છે. હોં !"

"બોલતી માળા ! અજબ !"

તરતજ સુરાહીની સુવર્ણ પ્યાલી ભરી, કયમાસ તરફ હાથ લંબાવી તીરછાં નયન નચાવતી એ સૌંદર્યની બેનમૂન કારિગરી ચપલ નયના નર્તકી કર્ણાટકી કોકીલ કંઠે બોલી.

"કયમાસ ! મ્હારી આટલી મ્હેમાની સ્વીકારો."

" શું દારૂ ? અરેરે ! હૃદયની પવિત્રતાને ચૂકાવનાર, પાપમાં પગ મૂકાવનાર, અંધ બનાવી અનીતિ પંથમાં ઝૂકાવનાર, એ અપવિત્ર વસ્તુ ! અને તે વળી તમારા મહાલયમાં !"

"જી...ના...તમારી સમજફેર થાય છે. આ દારૂ નથી. આ તો મીઠું મધુરૂં શરબત છે. એમાં વાંધો ન હોય."

"પરંતુ એનો મ્હને શોખ નથી. માટે માફ કરો."

"એમ તે કંઈ બને કે ? મ્હારો હાથ પાછો ઠેલશો ?પી જાવ. કય માસ ! બહુ આગ્રહ નહી કરાવો. બહુ માન નહી માંગો."

કર્ણાટકીએ આંખના મર્મવેધી તીર મારતાં ખોટું બોલી મદિરાથી ભરેલી પ્યાલી કયમાસના હોઠ પાસે ધરી સૌન્દર્યમાં અંધ બનેલા પૂજારી કયમાસે તેનું માન રાખવા માંહેથી એક ઘુંટડો ભર્યો. પવિત્રતાની આછી છાયા સ્હેજસ્હાજ નહી જેવી હતી, તેય હવે ઉડી ગઇ. મંદ મંદ હસતી કર્ણાટકીએ ધીરે ધીરે પાસે સરતાં કયમાસનો હાથ પકડયો. "આમ આવો."

"કર્ણાટકી! કર્ણાટકી! આ શું?"

"કંઇ નહી. વ્હાલા કયમાસ? મ્હારાં દીલડાંના ચોર! મ્હારી પાસે આવ. મ્હારે છાની વાત કહેવાની છે."

"કર્ણાટકી તમે અધમ માર્ગમાં સરતા જાવ છો."

"કયમાસ! કયમાસ! હવે વધુ ન બોલાવ.

આજેજ મ્હેં ખાલી કર્યું મ્હારા હૃદયનું પિંજરૂં,
પોપટ બનીને જો રહો તો પ્રેમથી કૈદી કરૂં.
(આ) મેના તમારી રોજ તમને મિષ્ટ ફળ ખવડાવશે,
કયમાસને કર્ણાટકી નવ-રંગમાં ન્હવરાવશે;

માટે પ્રધાનજી! પધારો, અને આ આસન શોભાવો."

કયમાસનો જમણો હાથ કર્ણાટકીએ ઝાલતાંજ પ્રધાનને રોમાંચ ઉદ્ભભવ્યો. પરન્તુ બીજીજ પળે તે એના રૂપમાં ભૂલ્યો. કામદેવની ધનુષ્ય કમાન જેવી તેની કાતીલ-દોરીએ નમી નમીને કટાક્ષતીર ફેંકયાં. અફસોસ! ડાહ્યો, અને બુદ્ધિમાન કયમાસ અંતે ડૂલ્યો. વાંકી વિધાતાએ, એ સંયમી સાધુપુરૂષ શુદ્ધ બુદ્ધ ભૂલ્યો.

તેના ખભા ઉપર ખુલ્લું માથું મૂકી વ્હાલ બતાવતી, અને મોતીની માળા સાથે રમતી, લાડ કરતી કર્ણાટકી આંખના અવનવા ચાળા

સાથે બોલી..."કયમાસ! પ્રિય કયમાસ! કેમ? મ્હારી આ અણમૂલી વસ્તુ બરાબર સચવાશેને?"

"જરૂર."

"સોગન ખાવ. જોઉં વારુ?"

"કયમાસે તેની સુંવાળી ગ્રીવા ઉપર હાથ મુકી સોગન ખાધા. "ત્હારા સોગન. બસ. હવે તો રાજીને?"

"હા. પણ જોજો જતી રહેશે, અગર તો ગુમાવશો, તો પછી તમારી વાત! સખત શિક્ષા થશે......હાં!"

"શિક્ષા! ભલે ભલે. સહી લઇશું, તમારી શિક્ષા કેવીક આકરી છે? તે તો કહો."

"બહૂજ.........

તારો તૂટેલા દીલના તે સ્નેહ–સોયે સાંધશું,
ને પ્રેમની દોરી વડે આ હાથ બંને બાંધશું.
કૈદી બનાવી કાળજાની કોટડીમાં રાખશું."

કયમાસઃ—એ જેલમાં પણ મ્હેલની પ્રેમી મઝાઓ ચાખશું.

"એમ કે? ત્યારે તો...

સાંકળ બનાવી સ્નેહની મજબૂત કરમાં નાખશું,
એ આંખનો પ્હેરો બરાબર બારણા પર રાખશું.
ન્હાસી જશો તો સ્નેહની સોટી વડે ફટકાવશું,
સ્હામા થશો તો મોહની ફાંસી ઉપર લટકાવશું.

સમજ્યા? જુઓ આ રહી એ ફાંસી."

હી–હી–હી–હી–હી–કરી ખડખડ હસતી કર્ણાટકીએ પોતાના બંને કરો કયમાસના કંઠની આસપાસ નાખી દીધા. કયમાસ કંપ્યો.

પુનઃ એક વાર, પ્હેલીજ વાર આ અઘોર પાપમાં પડતા કયમાસને તેના પવિત્ર આત્માએ પાછો ડગાવ્યો. તે આસન તજી કર્ણાટકના કર તરછોડી ઉભો થઇ ગયો.

"ના...ના...કર્ણાટકી ! આપણે આ અવિચારી કાર્ય કરીએ છીએ. અનાચારમાં પગલાં ભરીએ છીએ.

> દીલ ડરે છે. મન કહે છે. આ અરેરે ! પાપ છે,
> જે જે કરો તે તે ભરો...જગદીશનો ઈન્સાફ એ.
> અફસોસ! આ એકાન્તમાં સંયમ બધો ડૂલી ગયો,
> કામાંધ હું! કીરતાર તારી! બ્હીક પણ ભુલી ગયો.

કયમાસ ! કયમાસ ! આ શું કર્યું? ત્હારી પવિત્રતા ક્યાં ભૂંસાઈ ગઈ? ત્હારી આંખો આજે આ કા'મ..."

"કયમાસ ! ઓ વ્હાલા કયમાસ !"

કયમાસ કર્ણાટકીની તરફ જોઇ રહ્યો.

"તમે શું વિચારો છો ? રીસાઇ ગયા ?"

કર્ણાટકી એને ફરી ફોસલાવવા એને પગે બાઝી પડી. "કયમાસ ! મ્હને ન તરછોડો. હું તમારાજ પ્રેમની તરસી છું.

> માળા ફરે છે દીલમાં કયમાસ ત્હારા નામની.
> જગ્યા બતાવું આવ જો છે એ ઘડી વિશ્રામની
> અણમૂલ મ્હારા પ્રેમની માળા ત્હને પ્હેરાવું છું,
> સ્વિકાર મ્હારો પ્રેમ હું અંતઃકરણથી ચ્હાઉં છું."

"નહી...ખોટે રસ્તે મ્હને નહી ઉતાર. જવા દે. હવે અહીં એક ક્ષણ પણ વિશેષ ઉભા રહેવું જોખમ ભર્યું છે."

કયમાસ જવા ગયો. ત્યાં કર્ણાટકી વિખરાયણે વસ્ત્રે તેના માર્ગની વચ્ચે આવી. "ક્યાં જાવ છો ? કયમાસ ! હવે તમને નહી જવા દઉં."

કયમાસે તેના હાથ તરછોડી તેને ફેંકી દીધી ચતુર કર્ણાટકીએ કયમાસને જતો રોકવા પુનઃ સ્ત્રી–ચારિત્રનો પ્રવેશ ભજવ્યો. ધબ્બ લઇ જમીન ઉપર ઢળી પડી. તેની આંખોમાં આંસુ હતા.

દ્વાર–બ્હાર પગ મૂકી ચુકેલા કયમાસે વળી પાછું જોયું અવ્યવસ્થ હાલતમાં પડેલી કર્ણાટકીએ વસ્ત્રનું ભાન ન્હોતું રહ્યું. તેની સુકુમાર દેહલતા ઉપરથી વસ્ત્રોનું મર્યાદિત આવરણ તેણે જાણી જોઇનેજ બેશર્મતાથી સેરવી નાંખ્યું. કયમાસ એનોફરી જોતાંજ ભાન ભૂલ્યો. એનું દીલ ઢળી ગયું. હૃદયની સજ્જડ ખેંચાતાણ પછી એ ફરી પછો ફર્યો. કર્ણાટ[illegible] ાંખમાંના આંસુ એણે લૂછ્યાં. ઉભી કરી પોતાના હૃદય સાથે [illegible] ી કર્ણાટકી પણ ઘડીવાર એજ પાસામાં ઢોંગ કરી દબાઇ રહી "હા......સ."

"કર્ણાટકીની ! હવે મ્હને રજા આપ."

"મ્હને આવી વિહ્વળ દશામાં એકલી છોડી જશો ?"

કૃત્રિમ આંસુ ફરી કર્ણાટકીની આંખમાં ભરાઇ આવ્યાં. ડાહ્યા કયમાસનું ડહાપણ ડૂલી ગયું. "ના...ના...હવે તો ગમે તેમ થાય, પણ ત્હારા હૃદયની શાન્તિ થયા પછીજ જઇશ. લે...આ બેઠો...હવે તો તું રાજી થઇને ?"

પ્રત્યુત્તરમાં ચતુરાએ કેવળ મંદ મુખડું મલકાવી પોતાની ચપળ ચક્ષુનો એક અજબ ચાળો કર્યો. પછી શું પૂછવું ?

કર્ણાટકીને લઇ કયમાસ એક સુન્દર આસન ઉપર વિરાજ્યો. નર્તિકાએ પુનઃ પેલી લાલ શરબતની પ્યાલી સોગન ઉપર સોગન દઇ

કયમાસને પોતાના હાથોએ પાવી શરૂ કરી. દારૂના નિશામાં મસ્ત કયમાસે અંધ બની પવિત્રતા ઉપર અંતે પાણી મૂકયું.

"પ્રિય કયમાસ ! જો ઇચ્છા હોય તો એક ચીજ સંભળાવું." કહી કર્ણાટકીએ પાસે પડેલી સીતાર ઉપાડી.

"વાહ્ વાહ્ ! ત્હારી એ કૃપા થાય તો તો વળી આ કયમાસ મહા ભાગ્યશાળી."

—:ગાયનઃ—

સખી !........અલબેલું યૌવન આવે,

ડાહ્યાં દિલડાંને ડોલાવે...અલી...

આળસ ખાતી અંગ મરોડી અલબેલીઓ ઉઠે,
મશ્કરી કરતો મિત્રો સાથે મદન પડે એની પૂંઠે.

વસન્ત સખીને સાથે લાવે......
અજબ કુદરત ! સંદેશા કા'વે...અલી...

વાટ અલીની જોતી કલિ...કોમળ અંગી કરમાતી,
આશામાં ને આશામાં રહી...સ્નેહભીની શરમાતી.

યુવાની એવી દિવાની આવે,
કુમારીના મન હાય! મુઝાવે.. અલી...

મર્કટ મનડું થાય તરંગી...આડું અવળું દોડે,
વિહંગ માફક વ્યોમ વિહરતું કલ્પનાને બસ ઘોડે.

ફરે, વિચરે, જ્યાં જ્યાં મન ફાવે,
ન એને કોઇ પછી અટકાવે...અલી...

ગોઠ નહી ઘરમાં કોઇ અંતરની પિડા અકળાવે,
અવિચારી પગલું ભરી બેસે...ભણતરનેય ભૂલાવે.

અડગ ઉર—સંયમ—નાવ ડગાવે,
અજબ કોઇ જાદુઇ જ્યોત જગાવે...અલી...

દીલ-દરિયો ઘૂઘવે અતિ ગંભીર...ઉંચા મારે ઉછાળા,
કોડીલી　કન્યા-યુવતીને...સૂઝે　ચંચળ　ચાળા.
નેહે　નમણાં　નયન　નચાવે,
લજ્જા　સ્નેહભીની　શરમાવે...અલી...

સંગીત અટકયું. વિષયથી ઘેરાયલી કર્ણાટકીની આંખમાં કામના ઘેન ચઢયાં. તેના મૃણાલ કરમાંહેથી સિતાર સરી હેઠે પડી. તેનો એક હાથ કયમાસની ગ્રીવામાં લપેટાયો. મોતીની સેરથી મઢેલા,અને પાલ-વહીન મસ્તકવિભાગને કયમાસના સ્કંધનો ટેકો મળ્યો. બીજે હાથે સુરાહીની સુધામય પ્યાલી ભરી તેણે પ્રિય પ્રધાનને પાવા માંડી. કર્ણા-ટકીના કંઠમાં પોતાનો જમણો કર નાખી ભાન ભૂલેલા મુસાફીર કયમાસે પણ એક મીઠું ચુંબન એના ગૌર ગુલાબી ગાલ ઉપર ઘેલછામાં અને ઘેલછામાં ભરી લીધું. ઉભય પ્રેમીઓ અપવિત્રતાની પગથી ઉપર પગ મૂકી પાપને પંથે ચઢી ચૂકયાં.

બરાબર આજ વખતે અણધાર્યો રંગમાં ભંગ પડયો. શૃંગારખંડની બારી વાટેથી સુસવાટા મારતું એક તીક્ષ્ણ તીર અંદર જોતજોતામાં આવી લાગ્યું. કર્ણાટકીના કંઠમાં હાથ નાખી બેઠેલા કામાંધ કયમાસની પીઠમાં એ ખૂંપી ગયું. "ઓહ્...હા..." કેવળ એ બેજ શબ્દો ઉચ્ચારી દિલ્હીનો પરાક્રમી અને બુદ્ધિવાન છતાં ભાગ્યદશાએ કરી અવળે પંથે ઉતરેલો એ અમાત્ય કયમાસ તેજ પળે રૂધીરમાં રંગાઇ નીચે પટ્કાઇ પડયો.

જ્યારે કર્ણાટકી પવનના સુસવાટાએ કરી, થર થર કાંપતી કોમળ તરૂલતા સમાન, પાષાણ-પ્રતિમા રૂપે, સ્વસ્થાનેજ જેમની તેમ ફાટેલી આંખોએ ચ્હોંટી ગઇ-દિક્મૂઢ બની નિહાળી રહી. તરફડતા રાજ્ય દિવાનની મીંચાતી આંખ અને બુઝાતા જીવનદીપકની ઉપર એની એ કાળી કામણગારી કીકીઓ એકી ટશે અને આશ્ચર્યમગ્ન રીતે ઠરી રહી.

એનોય મદનાગ્નિ આ મ્હોતનું ભિષણ દ્રશ્ય અવલોકતાં શાન્ત પડી ઉચાળા ભરી ગયો.

કર્ણાટકીના **કામ-બાણથી** ઘવાયલા કયમાસની આંખો આ **અણુચિંતવ્યું કાળ-બાણ** વાગતાં હવે હંમેશને માટે ખુલી ગઇ. પણ હવે શું? થનાર થઇ ચૂક્યું હતું. આંખો ઉઘડી, અંધકારનો પડદો ચીરાયો, પ્રકાશ દ્રષ્ટિએ પડ્યો, પરન્તુ બહુજ મોડો.જોઇએ તે કરતાં બહુજ મોડું થઇ ગયું હતું. કયમાસ દેખાતો થાય, એની આંખોના પોપચાં ઉઘડે,તે પ્હેલાં તો કાળના દુતોએ ક્યારનાય મૃત્યુના કમાડ એપોળ કરી મૂક્યા હતા.

કર્ણાટકીની મ્હેમાનગીરી સ્વિકારવા આનાકાની કરતો કયમાસ કાળ-દુતોની મ્હેમાનગીરી સ્વિકારવા ના પાડી શકે એમ હતો? નહીજ. એટલું તો અવશ્ય માનવું,કે:-થનાર છે, તે થવાનુંજ. તેમજ જનાર છે, તે જવાનુંજ.પછી તમારે ચાહે તેટલા ઉપાયો આદરો, પણ અંતે એમાંનું કંઇ નહિ.

* એ કાતીલ કાળ-બાણ કોનું? *

## પુષ્પ:- ૯મું --*-- "ભારતનું ભવિષ્ય"

કર્ણાટકી અને રાજમહિષી ઇચ્છનકુમારીના મહેલ સ્હામ-સ્હામા આવી રહેલા હતા.કર્ણાટકીના મહેલમાં થતી રસની રેલમછેલ અચાનક ઇચ્છનકુમારીની એક દાસીએ જોઇ. અમાત્ય કયમાસ અને કર્ણાટકીનું આ કાળું કૃત્ય તેણે ઇચ્છનકુમારીને નજરોનજર બતાવ્યું.પોતાના પતિદેવને દગો દેતી વિશ્વાસઘાતી કર્ણાટકી અને ઠગતા પ્રધાન કયમાસ ઉપર તેને તેજ પળે ધિક્કાર છૂટ્યો.

એટલામાં મૃગયાએ ગએલો રાજા રાણી ઇચ્છનકુમારીને મ્હેલે એકાએક આવી ચઢયો. પાપીઓની પાપજાળથી પોતાના પતિદેવને ચેતાવવા રાણી ઇચ્છનકુમારી તેને અટારીએ લઇ ગઈ. કર્ણાટકીના અંતઃપુરમાં બનતો બનાવ પૃથ્વીરાજ ચૌહાણે પોતાની સગ્ગી આંખોએ અવલોક્યો.

પછી શું પૂછવું ? તેના રોમેરોમમાં જ્વાળા ઉઠી. ધનુષ્ય ઉપર તીર ચઢાવી તેજ ક્ષણે તેણે કયમાસને માર્યું. ક્રોધાંધ રાજવીએ વગરવિચાર્યું આ ભયંકર સાહસ કરી નાખ્યું. કર્ણાટકીના પ્રેમમાં મસ્ત બનેલો, કામવશ કયમાસ અલક્ષ્યવેધી પૃથ્વીરાજના કારી તીરે મર્ણોન્મુખ બની જમીન ઉપર પછડાઇ પડયો. * * *

એક શબ્દ પણ બોલ્યા વિના લાલચોળ આંખે દિલ્હીશ્વર ઇચ્છનનો મહેલ છોડી તરફડીઆ મારતા કયમાસની પાસે આવી ઉભા. ઇચ્છન પણ એની પૂંઠે દોડી.

કરતાં તો કરી નાખ્યું, પરન્તુ પૃથુ તેમજ કયમાસ બંને હવે પસ્તાતા હતા. ઘાની તીવ્ર વેદનાથી પિડાતા ગુન્હેગાર કયમાસની અપવિત્ર આંખો પોતાના ઘાતક—અન્નદાતા તરફ છેલ્લીવારને માટે ફરી.

"દિલ્હીશ્વર...મ્હને......ક્ષ......મા......કરજો......"

કયમાસ દહિમાના આટલાજ શબ્દો પૃથ્વીરાજની આંખમાં પાણી ઉભરાવવા પૂરતાં હતાં. અશ્રુભીની આંખે અને કરૂણ કંઠે તે બોલ્યોઃ

"કયમાસ ! કયમાસ ! બુદ્ધિમાન થઇને ત્હેં આ શું કર્યું ? ત્હને આ શું સુજ્યું ?"

કયમાસે પોતાના ફુટેલા કપાળ ઉપર હાથ પછાડયો. "લ......લા...ટના...લેખ."

કયમાસ પોતાના મૃત્યુની છેલ્લી ઘડીઓ ગણી રહ્યો હતો. પૃથ્વીરાજ ભીની આંખે પોતાના એ પ્રીય અને વીર પ્રધાનની પાસે

ઘુંટણે બેઠો. " અફસોસ ! કયમાસ ! તું પણ અંતે મ્હારો વિશ્વાસ-પાત્ર ન રહ્યો. "

" કોઇ કોઇનું નથી. મહારાજ ! તમને, મ્હને, તેમજ આ કર્ણાટકીને તેના કાળે અને કમનસીબે ભૂલાવ્યા છે. મ્હારા...આ...અપ...રાધની શિક્ષા...મ્હને બરાબર...થઇ..ચૂ...કી...છે...હા...મા...ફી..."

પોતાના અન્નદાતા અને કર્ણાટકી ઉપર છેલ્લી નજર ફેરવી લઇ કયમાસે સદાને માટે આંખો મીંચી દીધી. પૃથ્વીરાજની આંખમાંથી બે અશ્રુબિન્દુઓ તેના મૃત-શરીર ઉપર સરી પડયાં. તે ખિન્ન ચહેરે ઉભો થયો. ખૂણામાં લપાઇ થર થર ધ્રૂજતી કર્ણાટકી ઉપર હવે તેની દ્રષ્ટિ ફરી.

"કર્ણાટકી ! " એક હાથ તરવાર ઉપર મૂકી પરાક્રમી પૃથ્વી-રાજ ગર્જ્યો.

કર્ણાટકી નીચું જોઇ ઉભી રહી હતી. તેની આંખમાંથી પણ અત્યારે ખરખર આંસુ ખરતાં હતાં. ઘુંટણીએ પડી તેણે પૃથ્વીરાજના બંને ચરણો પકડી લીધાં. "હુંજ અપરાધી છું, મ્હારો વધ કરો. "

પૃથ્વીરાજની સમશેર મ્યાનમાંથી બ્હાર નીકળી. " **અંતે જાત તે જાત, અને કજાત તે કજાત. કાચને ગમે એટલો ઘસી પ્હેલ પાડો, પરન્તુ તે હીરાની ગરજ કદાપી નહીં સારે.** કહે ! મ્હારા શાણા અને બુદ્ધિમાન પ્રધાનને કામવશ કરનાર આજ ત્હારી કામણગારી કાયાઓ કે કોઇ બીજી ?"

" એજ.. એજ...લાવો એને શબ્દતીરને બદલે શસ્ત્ર-તીરે સમૂળી ફોડી નાખો. "

કર્ણાટકીનું બીડાયલું અને કરમાયલું વદનકમળ આગળ ન ઉઘડયું. પૃથ્વીરાજે તરવાર ઉગામી. " ગમે તેવી પણ તું ! આખરે એક નાચનારીની છોકરી ! ત્હારી ગુરુ કોણ ? એક ગણિકા ! ત્હારા

જન્મસંસ્કાર કળાવન્તીના ! પછી ત્હારામાં એક રાજરાણીના સદ્ગુણો તે ક્યાંથી સંભવે ? મ્હારા વ્હાલા અને સમજુ પ્રધાનના પ્રાણ લેવડાવનાર તુંજ છે. સાચી સજા તો ત્હનેજ ઘટે છે."

"હાં ! હાં ! મ્હારાજ ! સબૂર ! સ્ત્રી–હત્યા ન કરશો. " રાણી ઇચ્છનકુમારીએ પતિનો ઉંચો થયેલો તરવારવાળો હાથ પાછળથી આવી પકડી લીધો.

"કોણ ઇચ્છિન ? હા ! શું તું આ એક હલકી નર્તકીને બચાવવા વચ્ચે પડે છે ?"

"મહારાજ ! આપના ગૌરવને હીણપ લાગે એવું આ કામ છે ભૂલેલ માનવ–મુસાફરોને એ સરજનહારની દયા ઉપર છોડી દેવા આપણો અધિકાર એમને શિક્ષા કરવાનો નહિ, પરન્તુ કેવળ સુધારવાને છે. પશ્ચાત્તાપ એજ પ્રભુના ઘરની મ્હોટામાં મ્હોટી સજા ! "

પૃથ્વીરાજે સમશેર મ્યાનમાં મૂકી. "કર્ણાટકી ! અત્યારે ને અત્યારે મ્હારા રાજ્યની સરહદ છોડી જા." એટલું કહી દિલ્હીશ્વર એક ધિક્કારભર્ર નજર નાખી ઇચ્છનકુમારી સાથે ચાલતો થયો. મુંગે મોઢે કર્ણાટકી એ મ્હેલ અને એ ભૂમિ એ પછી છોડી ગઇ. ગુજરાતની એ ગણિકા ત્યાર પછી કનોજના રાજા જયચંદ્ર રાઠોડના દરબારમાં આવી. રાઠોડ–નરેશે તેને પોતાની પુત્રી સંયુક્તાને સંગીત અને નૃત્યકળાનું શિક્ષણ આપવા પોતાને ત્યાં આશ્રય આપ્યો. કર્ણાટકી કનોજની રાજકુમારીનું અંતઃપુર શોભવવા લાગી.

છતાં પણ તે હજુ પૃથ્વીરાજ સિવાય કોઇનું પણ માથે ઓઢતી નહી. પોતાની આ ભીષણ પ્રતિજ્ઞા કનોજના રાજા જયચંદ્રને તેણે પ્હેલેથીજ કહી દીધી હતી. કયમાસના મૃત્યુ પછી એની પણ આંખે ખુલી ગઈ હતી. "આખા આર્યાવર્તમાં પૃથ્વીરાજ એકજ નર છે.' એમ માનનારી કર્ણાટકી સમય આવે પૃથ્વીરાજને પોતાના આ ભૂલનુ

ભયંકર પ્રાયશ્ચિત્ત કરી બતાવવા મનઃસંકલ્પ કરી ચુકી હતી. કનોજના અંતઃપુરમાં રહી રહી તે પૃથુનાજ નામની માળા ફેરવી રહી હતી.

કયમાસના મૃત્યુની અને કર્ણાટકીના દિલ્હી છોડી ગયાની વાત આખા રાજ્યમ્હેલમાં ચર્ચાઇ રહી. કયમાસની પત્નીને કાને આ વાત જતાં તે ચંદ બારોટ પાસે દોડી. પોતાના મૃત પતિનું શબ આણી આપવા તેણે તેને નમ્ર વિનંતી કરી.

ચંદ અને કયમાસને બહુજ સારો સ્નેહ હતો.તેણેપોતાના રાજા પાસે જઇ બે એક કહેવા જેવી વાતો કહી. "દૈવ–ગતિ પાસે માનવનું ડહાપણ નકામુ છે.મહારાજ ! થયું એ થયું. હવે એનો શોક પરહરી, એના કુટુંબને આશ્રય આપો. એની સતી સ્ત્રીને એના સ્વામીનું શબ સુપ્રત કરો."

પૃથ્વીરાજની આજ્ઞાથી કયમાસનું શબ ઉચકાવી ચંદ બારોટ સ્મશાને ગયો. યમુનાને પવિત્ર આરે દહિમા પ્રધાનની પત્ની સતી થઇ. સ્વામીનું શિપ નિજ અંકમાં લઇ, સતી જ્યારે ચંદનકાષ્ટની ચિતામાં ચઢી, ત્યારે એ કુમકુમભીના કરવાળી કુલિનાને ચંદ બારોટે **ભારતનું ભવિષ્ય** પૂછ્યું.

"સતિ મા ! **ભારતનું ભવિષ્ય** કાંઇ કહેશો ?"

સતીએ ઉત્તર આપ્યોઃ " દેવીના ઓ વરદાયી ચંદ ! સાંભળ. દિલ્હીના સિંહાસન આજથી ત્રીજે વર્ષે ડોલશે. કનોજ, ગુજરાત અને દક્ષિણ દિશાએ યવનોની પીર–હાક વાગશે. દેશમાં રજપુતનું નામ રહેશે, પરંતુ રાજ નહી રહે.જયચંદ્ર રાઠોડની કુંવરી સંયોગિતા પેલે જન્મે એક અપ્સરા હતી, અને એક તપસ્વી મુનીને છળવા જતાં તેને શાપ થયો હતો, કે "તું મનુષ્યલોકમાં કાન્યકુબ્જના રાજાને ત્યાં પુત્રી રૂપે અવતરીશ. ત્હારા વિવાહ વખતે ત્હારા સ્વામી તથા પિતાના આંગણાઓમાં રૂધિરનાં છાંટણા છંટાશે.અબીલ ગુલાલને બદલે રુધિરના

રાતા રંગે શુભ સ્વસ્તિકો (સાથીઆ) મંડપમાં પૂરાશે. રજપૂતોના લોહીથી ત્હારી મંગળ ચુંદડી–મિંઢળ અને કાંકણદોરા રંગાશે.

એ નિર્માણ મિથ્યા થનાર નથી. હે ચૌહાણોના પ્રતાપી ભાટો! જયચંદ્રની એ કુંવરીને પૃથુની રઢ લાગશે. કનોજ જઈ પૃથ્વીરાજ એનું હરણ કરી લાવશે. ત્હારો રાજરાજેશ્વર એના ભાવિ પ્રાબલ્યે એક સાધારણ નોકરનો સ્વાંગ સજશે. સહુ માંહોમાંહે લઢી નિર્બળ થઇ જશે. હિંદુસ્થાન ઉપર શાહબુદ્દીન ઘોરીનો વિજય વાવટો ફરફરશે.

કુસંપ આખા દેશને, દેશે હાય! લૂંટાવી,
સત્તા લેશે હાથમાં પરદેશીઓ આવી.
ઐક્ય રૂપી ખોવાઇ જશે....દેશોદ્ધારની ચાવી,
ગુલામ લોકો થઇ જશે એ **ભારતનું ભાવી.**"

"જય અંબે!" શબ્દની સાથેજ સતીએ પોતાના પગના અંગુઠામાંથી અગ્નિ પ્રદિપ્ત કર્યો. કયમાસ દાહિમાની સતી સ્ત્રીએ ગગનગામી ચિતાની જ્વાળાઓમાં શાન્ત મુખે રવાના થઇ ગઇ.

દેશની દુર્દશા અને સતીના શબ્દો ઉપર વિચાર કરતો કવિ ચંદ બારોટ મંદ પગલે મ્હેલ તરફ પાછો ફર્યો.

* ભાવિ !...ભાવિ !...ભાવિ !...ભાવિ !...ભાવિ ! *

—:પ્રથમ ભાગ—

# સમાપ્ત.

